## : અનુક્રમ :





# નિવેદન

સ્વ. કલાપીએ "માલા અને મુદ્રિકા"ના નામે જે મૂળ અંગ્રેજ લેખક James spilling ના "Wreath and the Ring નું રૂપાંતર કર્યું છે એજ લેખકની બીજી કૃતિ "Charles Robinson"નું આ પણ ગુર્જર રુપાંતર છે. સ્વ. કલાપીએ બે જૂદા જૂદા પન્થના લેખકોની બબ્બે કૃતિઓ ગુજરાતીમાં ઉતારવાનો નિર્ણય કર્યો હતો અને તે સંબંધી સ્વ. કાન્ત ઉપરના એક પત્રમાં તેઓ લખે છે કેઃ

૯ : ૫ : ૧૯૦૦

"હાલ હું શું કરું છું? 'ચાર્લ્સ રોબિન્સન' વાંચું છું. તેનો પણ થોડો તરજુમો કરીશ એમ લાગે છે. પણ મારી શ્રદ્ધા બહુ અસ્થિર છે. ક્રાઇસ્ટ એક જ ઈશ્વર એમાં મને કાંઇજ શ્રદ્ધા આવી શકતી નથી અને તે ન માનું ત્યાં સૂધી "સ્વીડનબોર્ગ" મને બરાબર શાંત કરી શકતો નથી. પુનર્જન્મ-એ વિચાર જડતો નથી. થિયોસોફીમાં શું છે? હાલ આવો વિચાર કર્યો છેઃ બે સ્વીડનબોર્ગીયન નોવેલ્સનાં ભાષાંતર કરું અને બે થિઓસોફિકલ નોવેલ્સનાં ભાષાંતર કરું, જોઇએ મને શું વિશેષ અનૂકૂલ થાય છે. "પ્લેટો" થિઓસોફીને, વેદાન્તને વિશેષ મળતો હોય એમ લાગે છે. પણ સ્વીડનબોર્ગના જેવું કાંઇક સ્પષ્ટ 'પ્લેટો' કહેતો નથી

સ્વીડનબૉર્ગ જે કહે છે તે સ્પષ્ટ કહે છે પણ તે બધું જ સાચું હોય એમ મનાતું નથી. શાંત રહી વાંચવા યત્ન કરું છું."

(કલાપીના પત્રોઃ પૃષ્ટ. ૫૦)

વળી બીજા એક પત્રમાં લખે છેઃ

૧૦ : ૫ : ૧૯૦૦

"પ્લેટોનું છેલ્લું એક જ પુસ્તક હવે મારે વાંચવું બાકી રહ્યું છે. ને વાંચ્યા પછી થિયોસોફીનાં પુસ્તકો અને સ્વીડનબૉર્ગનાં પુસ્તકો હું વાંચવા ધારું છું. ગુજરાત પાસે એ બંને વિચારશ્રેણીની થોડી ભાવનાઓ મૂકવા મારી ધારણા થઇ છે. એક જ પુસ્તકમાં ચાર નાની કથાઓ મૂકવી, બે સ્વીડનબૉર્ગીઅન અને બે થિયોસોફીકલ. સ્વીડનબૉર્ગીઅન એવી એક કથાનું અનુકરણ મેં પૂરું કર્યું છે. બીજી એક નાની ચોપડી પરથી હું એવી જ રીતે એક નાની કથા લખીશ. થિઓસોફિકલ નોવેલ્સ છે? એવાં નોવેલ્સ જેમાં સ્નેહનું કથન હોય અને સાથે થિઓસોફીની વિચારશ્રેણી સમજાવેલી હોય અને ચોપડીઓ નાની હોય–એવાં થિઓસોફિકલ નોવેલ્સ છે? હોય તો હાલ તુર્ત બે જ ચોપડીઓ મને મળે તેવી ગોઠવણ કૃપા કરી કરશો.

(કલાપીના પત્રો : પૃષ્ઠ ૯.)

આ પત્ર પરથી સ્પષ્ટ જણાય છે કે લગભગ મે માસની અધવચ પછી આ નવલનું રુપાંતર કરવાની તેમણે શરુઆત કરી હશેઃ અને તે પૂરું થાય એ અગાઉ–એટલે જૂનની ૧૦મી તારીખે એમનું મૃત્યુ થયું. મૃત્યુના કારણે જ આ નવલકથા અપૂર્ણ રહી જવા પામી છે એમ હું માનું છું.

૧૯૨૩ માં "કેકારવની પૂરવણી" મે પ્રકટ કરી ત્યારે એમાંનાં મારા નિવેદનમાં મેં જણાવ્યું હતું કે "સ્વ. કલાપીની

આદરેલી અધૂરી નવલકથા, છે તેવાજ સ્વરુપમાં જ ટૂંક સમયમાં પ્રકટ થશે." અને તે વાતને આજે દશ વર્ષ વીતી ગયાં છે. આટલો દીર્ઘકાળ વીતવાનો યે ટૂંકો ઇતિહાસ છે અને તે અહીં આપું તો અસ્થાને નહીં ગણાય.

આ નવલકથા મૂળ અંગ્રેજી લેખકની Charles Robinson નામની કૃતિ પરથી સરજાઈ છે એટલી નોંધ પણ જો સ્વ. કલાપીએ એમની હસ્તલિખિત નોટબુકમાં ન કરી હોત તો કદાચ આપણને એનો આધાર મળવો મુશ્કેલ થઇ પડત.

મૂળ અંગ્રેજી પુસ્તક સ્વ. કલાપીની પોતાની લાયબ્રેરીમાંથી ન મળી શક્યું–નહોતું. સ્વ. કાન્ત પાસે પણ ન હતું–ભાઈ મુનિકુમારે એ વિષે તપાસ કરી જણાવ્યું હતું. હિન્દના જાણીતા પુસ્તકવિક્રેતાઓ પાસે પણ તપાસ કરાવી, તેમજ વડોદરાના વિશાળ પુસ્તકાલયમાંથી પણ એ પુસ્તક ન મળી શક્યું.

આખરે મુંબાઈની સ્ટીડનબોર્ગસોસાયટીના મંત્રી. શ્રી. એ. ઈ. પેનને મેં એ પુસ્તક વિષે લખ્યું અને તેમણે ભારે શ્રમ લઇ એ પુસ્તકની એક જૂની પ્રત વિલાયતથી મેળવી આપીઃ અને એ પુસ્તક મળતાં ત્રણ વર્ષ વીતી ગયાં.

પુસ્તક મળ્યા બાદ એ પૂરું કરાવવાનું કાર્ય આવી પડ્યુંઃ અને એ કાર્ય સરલ ન હોવાથી એમાં પણ ઠીક સમય ગયો. મારા સ્નેહી અને મિત્ર ભાઈ રમણીક દલાલે અત્યંત શ્રમ લઇ અધૂરો વિભાગ સફળતાપૂર્વક પૂરો કરી આપ્યો છે તે માટે એમનો ઉપકાર માનું છું.

આખું યે પુસ્તક તૈયાર થયા બાદ, બની શકે તો કોઇ વડીલને–અધૂરો પૂરો કરેલો વિભાગ બરાબર સંકલનાબદ્ધ અને અનુરૂપ છે કે નહીં એ પણ જોઈ જવા આપવાનું નક્કી કર્યું હતું.

વડીલોની મોટાઈમાં કહો, અગર તો બીજા કોઈ ગમે તે કારણો હોય, પરંતુ આપણા સાહિત્યના અત્યારના અગ્રગણ્ય લેખકો-વિવેચકો-તંત્રીઓ—અને નવલકારો વગેરેને એ જોઇ જવા આપતાં તે દરેકે-વાસ્તવિક રીતે ન જોવા માટે પોતપોતાની પાસે છ—આઠ અગર તો દસ માસ—પોતપોતાની અનુકૂળતા મુજબ રાખીને એમણે એ વસ્તુ કાંઈ પણ શ્રમ લીધા વિના પાછી વાળી. આમ લગભગ છએક વડીલો પાસે ફરી ફરીને ચાર વર્ષે નવલકથા મારી પાસે પાછી આવી. આખરે કંટાળીને મેં પણ થોડો સમય—કદાચ વધારે વખત એ નવલકથા રાખી મૂકી : એટલો દોષયુક્ત હું પણ છું: કારણકે કોઇને એ બતાવ્યા વિના હું ગમે તેમ પ્રકટ કરવા માગતો ન હતો.

વડીલ હોઈ નાના માણસનું કાર્ય કરવામાં નાનમ આવી જતી હશે કે તેઓ છેક જ અવગણનાભરી દૃષ્ટિએ જોતા હશે? પોતે એ કાર્ય કરી શકે એવી સ્થિતિમાં ન હતા તો સ્પષ્ટ ના કહેવા જેટલું નૈતિક બળ શું તેઓ ન દાખવી શકયા હોત? કલાપી જેવાની કૃતિ માટેનો મારો આવો અનુભવ છે, ત્યારે ઉગતા લેખકોની કૃતિઓ વિષે શું બનતું હશે એ તો કોઈ અનુભવી વ્યક્ત કરે ત્યારે જ જાણી શકાય.

આખરે શ્રી. રમણલાલ વ. દેસાઇને સમસ્ત પુસ્તક તપાસી જવા સારૂ મોકલાવ્યું અને તેમણે બનતી ત્વરાએ જોઈ જઇ યોગ્ય સૂચનો આપ્યાં: વળી બીજુ અધૂરું રહેલું કાર્ય—નવલનું નામ આપવાનું—સૂચવવાનું કાર્ય પણ તેમણે જ કર્યું છે: સૂચવેલી નામાવલી-માંથી પસંદગી મેં કરી છે; આટલું જ નહીં પરંતુ નવલકથાનો ઉપોદ્ઘાત પણ તેમણે મને લખી આપ્યો છે. મારા પ્રત્યે મમતા રાખી સ્નેહભાવે તેમણે મને મદદ કરીને મારા કાર્યમાં સરળતા કરી આપી છે તે બદલ હું તેમનો અત્યંત ઋણી છું.

2

ઙ

સ્વ. કલાપીનાં સ્નેહરાજ્ઞી ગં. સ્વ. શોભનાએ આ નવલકથાના પ્રકાશનને સારુ—"કેકારવની પૂરવણી"ના કાવ્યોની માફક—સંમતિ આપી છે તે બદલ ગુર્જર સાહિત્ય સમાજ તરફથી હું એમનો ઉપકાર માનું છું.

વળી આ નવલમાં આપેલ સ્વ. કલાપીનું ત્રિરંગી ચિત્ર આંગ્લ ચિત્રકની કલમે આલેખાયેલું છે અને તે સ્વ. કલાપીએ પોતાની હયાતી દરમ્યાન તૈયાર કરાવેલું. એ છબી પ્રકટ કરવા આપવા બદલ હું ગં. સ્વ. શોભનાનો વિશેષ ઋણી છું.

અને છેવટે આ નવલકથાના પ્રકાશન સારુ મારા સ્નેહી અને મિત્ર શ્રી. કાન્તીલાલ નાથાલાલ શાહે જે સહાયતા આપી છે તે બદલ તેમનો ઉપકાર માનું છું.

ગુસાપારેખની પોળ,
અમદાવાદ, ૧૫ : ૫ : ૩૩

રમણીક હીરાનલાલ મ્હેતા

# પ્રસ્તાવના

કલાપી કવિ છે–સ્નેહી હોવા છતાં. કવિ શા માટે સ્નેહી ન હોઇ શકે? અને સ્નેહી શા માટે કવિ ન હોઇ શકે?–અને કદાચ કવિ તરીકે જ તેઓ અમર રહેશે.

પરંતુ સાહિત્ય રચનાના અન્ય વિભાગોમાં પણ તેમનું ઉચ્ચ સ્થાન છે. પત્ર લેખક તરીકે પણ કલાપી હજી સૂધી તો અજોડ છે. તેમના પત્રો એ ગુર્જર સાહિત્યનો એક સુંદર વિભાગ છે.

તેમના સંવાદો પણ અજાણ્યા નથી. એ ઉપરાંત તેઓ નવલકથાકાર પણ છે એ હકીકત કલાપીના અભ્યાસીએ ભૂલવાની નથી. કવિ તરીકે અપૂર્વ મીઠાશ અને લાગણી ભરી કવિતા આપનાર, પત્રોમાં પોતાનું હૃદય ઠાલવી સચ્ચાઇને મૂર્તરુપ આપી પત્રલેખનને સાહિત્યમાં સ્થાન અપાવનાર, અને સંવાદની શૈલીમાં નવીનતા ઉમેરી તેને જીવંત બનાવનાર આ સાહિત્યકારે નવલકથાને પણ વિસારી નથી એ તેમના અભ્યાસીઓએ ખાસ સમજવા જેવું છે.

કલાપીની એક નવલ "માલા અને મુદ્રિકા" પ્રકટ થઈ ચૂકી છે. બીજી નવલકથા કલાપીના સાચા અભ્યાસી ભાઈ રમણીક મ્હેતા પ્રગટ કરે છે. લેખ ઉપરથી લેખકના હૃદય સૂધી પહોંચવું એ જો સાહિત્યના અભ્યાસનો એક ઉદ્દેશ હોય તો જરુર કલાપીની આ કૃતિ પ્રગટ થવી જોઇતી હતી. ભાઇ રમણીક મ્હેતાનો પ્રયાસ આવકારપાત્ર છે.

એ પુસ્તકનો પરિચય કરાવવાનું કામ ભાઇ રમણીક મ્હેતા મને સોંપે છે એમાં મારી યોગ્યતા કરતાં તેમનો સદ્ભાવ જ વધારે દેખાઇ આવે છે. છતાં કલાપી પ્રત્યેના મારા પૂજ્યભાવને લીધે હું એ કાર્ય કરવા તત્પર થયો છું.

પ્રસ્તુત પુસ્તક " જેમ્સ સ્પીલીંગ " નામના ઇંગ્રેજ નવલ-કથાકારની " ચાર્લ્સ રોબિન્સન " નામની કૃતિનું ગુજરાતી રુપાંતર છે. એનાં સત્તર પ્રકરણોમાંથી તેર પ્રકરણો તો કલાપીએ લખ્યાં છે, અને તે ઉપરાંતનો ભાગ કલાપીના સહૃદયી અભ્યાસક ભાઇ રમણીક મ્હેતાએ પોતાના મિત્ર શ્રી રમણીકલાલ દલાલ પાસે પૂરો કરાવી નવલની પૂર્તિરુપે વાંચનરસ ન તૂટે એ ઉદ્દેશથી આપ્યો છે.

આ નવલ લખાઇ તે જ યુગમાં પ્રસિદ્ધ થઇ હોત તો વાર્તા તરીકે પણ તેની કિમ્મત વધારે અંકાત. ઝડપથી બદલાતા દસકાઓમાં રસનાં મૂલ્યાંકનમાં ઝડપથી ફેરફાર થતો જાય છે. ગોવર્ધનરામ અને મુનશી સરખા સમર્થ વાર્તાવિધાયકો લાંબો કાળ લોકરુચિ ઉપર સ્વામીત્વ રાખી શકે. પરંતુ ઘણા લોકપ્રિય ગણાતા વાર્તાકારો રસપરિવર્ત્તનના ઝપાટામાં ભૂલાઇ જાય એ સંભવિત છે. કલાપી કવિ તરીકે સજીવન છે; કવિતા સરખી સજીવકલા તેમણે નવલમાં સર્જાવી નથી એમ કહેવાથી કલાપીનું મહત્વ ઘટશે એમ હું માનતો નથી.

એટલે " માલા અને મુદ્રિકા " ની માફક આ નવલ પણ લોકરુચિને પુરતી ખેંચી શકશે નહિ. પરંતુ લોકરુચિ એ જ કાંઇ સાહિત્યની કસોટી હોય એમ ધારવાનું નથી.

છતાં કલાપીના અભ્યાસીને આ પુસ્તક ઘણું જ ઉપયોગી થઇ પડશે. મૂળ પુસ્તકમાં યુરોપીય નાસ્તિકવાદ સામે ઝુઝેલા-કદાચ હજી પણ ઝુઝતા-સ્વીડનબોર્ગના અગમ્યવાદભર્યા ખ્રિસ્તી-ધર્મનું પ્રચારકાર્ય-propaganda-કલાની સહાય લેઇ કરવામાં

આવેલું દેખાઈ આવે છે. આપણે ત્યાં પણ નાસ્તિકતાનો એક યુગ હતો; એ યુગનું કલાપીએ પોતાના રુપાંતરમાં અવલંબન લીધું છે. "કાન્ત"ની કલાપી ઉપર થયેલી અસર જાણીતી છે. "કાન્ત"ની ખ્રિસ્તી ધર્મ પ્રત્યેની મમતા, અને સ્વીડનબૉર્ગ સરખા ખ્રિસ્તી સાધુની ધર્મભાવનાનો તેમણે ગુજરાતને કરાવેલો પરિચય, એ ગુજરાતની નવીન સંસ્કૃતિમાં ન ભૂલાય એવું અતિ મહત્વનું પ્રકરણ છે. ગુજરાતના એ બુદ્ધિશાળી, કલ્પનાશીલ, અને લાગણીભર્યા પ્રતિનીધીના હૃદયમાં ખ્રિસ્તી ધર્મે પાડેલો પડઘો એક રીતે ગૂર્જર પ્રજાની ધર્મભાવનામાં દાખલ થતી ઉદારતાનું એક સુંદર પ્રતિબિમ્બ છે.

કલાપીનું આ પુસ્તક પણ તેમનાં અંજની ગીતોની માફક કાન્તની અસરના નમુના સરખું છે. જેમ સ્વીડનબૉર્ગની ભાવનાઓ અને માન્યતાઓ ખ્રિસ્તી ધર્મનો અતિ ઉદાર અર્થ કરવામાં ઉપયોગી થઈ પડી, તેમ ઇંગ્રેજો અને ખ્રિસ્તીઓના સંપર્કે અને ઇંગ્રેજી સાહિત્યના પરિચયે હિંદુ ધર્મમાં ઉદારતાભર્યા અર્થ વંચાવ્યા છે. તેનું પ્રતિબિમ્બ પાડી કલાપીએ આ પુસ્તકમાં ગુજરાતના એક વિચાર પ્રવાહને સરસ રીતે રજૂ કર્યો છે.

મૂળ વાર્તાનું પેટામથાળું "એક આત્માના ઇતિહાસનું એક સ્વરુપ" એવું છે. એમાં સમાયલો અર્થ કલાપીએ પોતાની લાક્ષણિક ઢબે આ વાર્તામાં પણ ઉતાર્યો છે. વાર્તાનો નાયક કરુણાશંકર વૈષ્ણવ સંપ્રદાયનાં માતાપિતાને ઘેર જન્મ્યો હતો, તથાપિ નવીન સુધારાના પ્રવાહમાં ખેંચાઈ તેણે નાસ્તિકવાદનો સ્વીકાર અને પ્રચાર કર્યાં હતાં. તેની પ્રિયતમા શારદામાં તર્ક કરતાં વેદનશક્તિ વિશેષ હતી. તે એટલું સમજતી કે 'તેનો ધર્મ સાચો અને સુંદર હતો.' બંને વચ્ચે વિશુદ્ધ પ્રેમ હતો. પરંતુ નાસ્તિક પતિ અને આસ્તિક પત્ની વચ્ચેનો ગૃહસંસાર વિષમય

નીવડવાનો ભય શારદાનાં માતાપિતાને લગ્ન લંબાણે નાખવા પ્રેરે છે. નાસ્તિક ટોળીની સહેલગાહમાંથી થયેલો હોડીનો અકસ્માત, ડૉ. વૈષ્ણવ અને તેમની પુત્રી દુર્ગાના ઉદાર ધાર્મિક વિચારોનો પરિચય, પ્રિયતમાની માંદગી અને વિયોગ. અને છેવટે શારદાનું કરુણ પણ ભવ્ય મૃત્યુ, હડહડતા નાસ્તિક કરુણાશંકરમાં ધર્મના ઊંડા સંસ્કારો ઉપજાવી તેને દુઃખમાં પણ પ્રભુના શુભસંકેત વાંચતો નમ્ર આસ્તિક કેવી રીતે બનાવે છે તેનું મૃદુતાભર્યું વર્ણન એ વાર્તાનું વસ્તુ છે.

વસ્તુ સુંદર છે; હૃદયપરિવર્ત્તનનાં દૃષ્ટાંતો સદાય રસમય હોય છે. કલાપીની મૃદુ ઋજુ શૈલીથી અલંકૃત થયેલી આ નવલ તેના અભ્યાસીઓને તો જરૂર ગમશે જ. ધર્મ સંબંધી ચર્ચા સામાન્યતઃ વાર્તાપ્રવાહને રોધતી ચાલે છે એ ખરું; જે ઢબે નાયકના હૃદયમાં ધાર્મિકતા જાગે છે, તે ઢબ આજ આપણને અંગત સ્પર્શ કરતી ન લાગે એમ પણ સંભવ છે; રૂપાંતર હોવાને લીધે મૂળ પ્રસંગોનું અવલંબન લેવામાં કલાપીની કલા કુંઠિત બનતી હોય એમ પણ ભાસ થાય; તો ય એ ગુજરાતના એક અજોડ કવિની કૃતિ છે એ કોઇએ ભૂલવાનું નથી.

એ કવિની કલા આત્મલક્ષી હતી એટલે વૈવિધ્યભર્યા ચિત્રવિચિત્ર પાત્રાલેખન કરતાં અંતરાવલોકનમાં રોકાતાં પાત્રો રચવામાં તે રોકાય એ સહજ છે. વાર્તારસ એ કોઇ સારી નવલનું લક્ષણ હોય જ. પરંતુ એ રસની જમાવટમાં વસ્તુ, પાત્ર અને વર્ણનવિધાનનો સમન્વય સાધવો એ બહુ કષ્ટસાધ્ય છે. ઘણા ઓછા કલાકારોને એ યશ મળે છે. છતાં ય વસ્તુઘટના, પાત્રઘટના અગર વર્ણનઘટનામાંથી એકાદ તત્ત્વમાં પણ કુશળતા મેળવવી મુશ્કેલ છે; સારા કહેવાતા ઘણાય નવલકથાકારો એકાદ તત્ત્વને સિદ્ધ કરીને જ પોતાનું સ્થાન સાહિત્યના ઇતિહાસમાં મેળવી શકે

છે. કલાપીએ પાત્રોના આંતરદ્યનિહાસ સારા આલેખ્યા છે, અને તેમ કરતાં પોતાનાં મંતવ્યો, પોતાનો સ્વભાવ, પોતાનું ચિંતન અને એક અંશે પોતાની કલાનું પણ આ નવલમાં દર્શન કરાવ્યું છે. "કેકારવ" દ્વારા ચિરંજીવી રહેવા સર્જાયલા આ કવિનો સ્વ વાર્તામાં પણ સાંભળી શકાય છે એ ધ્યાનમાં રાખવા સરખું છે.

વળી કલાપીએ અધૂરું મૂકેલું કાર્ય ભાઈ રમણીકલાલ દલાલે કર્યું છે એમાં તેમને યશ મળ્યો છે એમ મ્હારું ધારવું છે. કલાપીની વાણી, શૈલી, વિચારમાળા અને ઋજુતા સાચવી વાર્ત્તા આગળ લખી પૂરી કરવાનું મુશ્કેલ કામ એકલું કંટાળાભર્યું છે એમ નહીં, પરંતુ તેમાં એક પ્રકારનું કૌશલ્ય પણ જરૂરનું છે; અને તે ભાઈ રમણીકલાલે પાર ઉતાર્યું છે.

આ લોકરુચિ માટે મેં બતાવેલો ભય નિરર્થક પણ હોય એ સંભવિત છે. કલાપી કવિ તરીકે લોકપ્રિય છે જ—જો કે તેની કવિતા શિષ્ઠ સાહિત્ય છે. શિષ્ટતા અને લોકપ્રિયતાનો સુભગ સંયોગ પણ કાંઈ અશક્ય નથી.

પ્રચાર સાહિત્યનો ઉપયોગ પ્રચારકાર્યની સિદ્ધિને અંતે જરૂરનો નથી એમ સ્વીકાર્યા છતાં પ્રચાર સાહિત્યમાં પણ ચિરંજીવી કલા ન જ જન્મે એમ કહી શકાય નહિ. એટલે લોકરુચિની ફરતી દિશા તથા આ નવલમાં દેખાતી પ્રચાર સાહિત્યની છાપ છતાં તે કલાપીની એક કૃતિ તરીકે લોકરુચિને પોષવા શક્તિમાન થશે, અને મારા અભિપ્રાયને ખોટો પાડશે તો કલાપીના એક નમ્ર ભક્ત તરીકે મને તો ઘણો જ આનંદ થશે.

તેના પ્રકાશનની તો જરૂર છે જ. કલાપીનો કલાવિકાસ તેમજ ગુર્જર વિચાર પરિવર્ત્તનમાં કલાપીએ ભજવેલા ભાવની કિમ્મત પૂરી આંકવા માટે કલાપીનું આ લખાણ ઘણું જ ઉપયોગી છે.

ભાઇ રમણીક મહેતા કલાપીના મોટા અભ્યાસી છે. તેમણે કલાપીના કેકારવની પણ પૂર્તિ કરી છે. કલાપીએ લખેલી અધૂરી વાર્તાને શોધી ભાઇ રમણીકલાલ દલાલ પાસે પૂરી કરાવી તેને ગુજરાત સમક્ષ રજૂ કરવાની ભારે મહેનત તેમણે લીધી છે. એ બદલ કલાપીના અભ્યાસીઓ, સાહિત્યરસિકો તેમજ ગુર્જર વાંચકો જરૂર તેમના ઋણી છે.

કલાપીની આ લાક્ષણિક કૃતિના પ્રકાશનને સફળતા ઇચ્છું છું.

નવસારી
૧:૧૨:૩૨

રમણલાલ વસંતલાલ દેસાઇ

# નારી હૃદય

## પ્રકરણ ૧ લું

### સાહસિક તર્કવાદીઓ

મુંબાઇ ઇલાકામાં–કદાચ આખા આર્યાવર્ત્તમાં–શોઢ નવું બળવાન રુધિર ખળકી આવતું હતું. " સુધારા " નો જુસ્સો ચોપાસ ફેલાઇ રહ્યો હતો, નીચેથી આવતાં તાજાં બળવાન કૂંપળના ધક્કાથી વૃદ્ધ નબળાં પર્ણ ખરી પડે છે, તેમ જૂના વિચારો નવા વિચારોના ધક્કાથી ખરી પડતા હતા. વર્તમાનપત્રો અને નર્મદાશંકરનો 'ડાંડિયો' યુદ્ધનો ઝાંગી ઢોલ અને સિંધુડો બજાવી રહ્યાં હતાં. આકાશમાં થતી ગર્જનાના પ્રતિધ્વનિ જેમાં નાની મોટી ગુફાઓમાં ભરાઇને, સસલાને તેમ જ સિંહને ચમકાવી ઉઠાડે છે તેમ, મુંબાઇનાં ભાષણોના પડછંદા નાનાં મોટાં શહેરોમાં અને ગામોમાં પણ ગાજી ગાજીને પ્રજાનાં પ્રત્યેક પ્રકારના માનવીને કોઇ લાંબી નિદ્રામાંથી જગાડતા હતા. ટંકશાળમાંથી નવા રૂપિયાની થેલીઓ નીકળી પડે તેમ એક જ છાપની નવી સમાજો અને મંડળીઓ નીકળી પડી હતી. રૂના પોલ જેવાં સફેદ માથાંવાળા વૃદ્ધો પણ ચશ્મા ચઢાવીને

જૂની આંખે નવી વાતો વાંચતા હતા. સરકારનું નવું રાજ્ય સ્થિર થયું તેનાં આ જયશૃંગ અને જયધ્વનિ જેવો 'સુધારો' યુવાન યોધની પેઠે બહાર કૂદી પડતો હતો. "બાળલગ્ન ન કરો" "વિધવા લગ્ન કરો" "જ્ઞાતિને કાઢી મૂકો" "દેશહિત જગાવો" —એવી એવી અનેક ગર્જનાઓ સંભળાતી હતી.

દરેક ગામમાં પોતપોતાનો નવો પ્રકાશ હતો. રાત્રીએ નવી મ્યુનિસિપાલિટીના ફાનુસનો પ્રકાશ હતો, તેમ દિવસે સુધારાનો હતો. એ પ્રકાશ ચળકતો એટલું જ નહિ, પરંતુ એ પ્રકાશને પોતાની ચમકનો બોધ પણ હતો. જ્યાં પડે ત્યાં આરપાર ચાલ્યો જાય તેવો, હૃદયને ઉશ્કેરી મૂકે તેવો એ પ્રકાશ હતો: છાનો છુપાવી રાખવા જેવો નહિ, પણ મશાલની ઉપર પ્રકટવા જેવો હતો.

એ રોશની ઝીલી લેનાર કરુણાશંકર નામનો એક યુવાન કૉલેજમાંથી તાજો નીકળી આવેલો સુરતમાં વસતો હતો. એ વૈશ્નવી સંપ્રદાયમાં ઉછરેલો, પરંતુ તે સંપ્રદાયની નીતિ તેને પસંદ પડી નહિ, અને તેની સામે બળવો કરવા તેણે કંમર કસી. તે પ્રકૃતિથી કવિ જન્મેલો અને હવે તત્વજ્ઞાની અને દેશહિતેચ્છુ બન્યો. નવું વિલાયતી સાહિત્ય તે પુષ્કળ વાંચતો, પરંતુ શેલિ અને બાયરનનો તે ખાસ આશક હતો. "The ruins of Empires" નો કર્તા Volneyતેની દૃષ્ટિએ સર્વથી શ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની હતો, અને "Ages of Reason" નો કર્તા Thomas Paine સર્વથી શ્રેષ્ઠ પરમાર્થજ્ઞાની, બ્રહ્માંડની ઉત્પત્તિ, રચના અને તેમાં વસનારાંની હકીકત, તે ડાર્વિનની દૃષ્ટિએ જોતો અને તેને સંપૂર્ણ માનતો. એથી વિશેષ સારી ચાવી હોય જ નહિ એમ સમજતો. કવિની કલ્પના અને તત્ત્વજ્ઞાનીની યુક્તિનું બખ્તર ધરી લેઇને કરુણાશંકર દુનિયાને સીધે માર્ગે ફેરવી નાખવાની અને દુનિયાપારનાં સુખ ને લક્ષ્મી વધારી દેવાની પ્રવૃત્તિમાં મચ્યો. બાઇબલ તેણે વાંચ્યું હતું, ગીતા જોઇ ગયો હતો, પુરાણોને હવામાં ઉડતાં સાંભળ્યાં

હતાં, અને ત્યાં બધે ભૂત જેવો વહેમ અને ઢોંગ તેની દૃષ્ટિએ મળેલા. ધર્મના ઢોંગ કાઢી નાખવા અને સુધારાના ઝુંડામાં રહી સુધારો શીખવવો તે હિતની, સૌંદર્યની અને સત્યની પૂજા સ્થાપવી એ તેનું કર્તવ્ય. કરુણાશંકરની લાગણીઓ આવી હતી અને પૂરા બે માસ તેણે વિચાર અને સાધનોની ખાતર અભ્યાસ કરીને પોતાના મિત્રો પાસે આ વિચારો મૂકવામાં કશી ઢીલ કરી નહિ. થોડા જ સમય પહેલાં તેનો પિતા ગુજરી ગયો હતો, અને કરુણાશંકરને સ્વાતંત્ર્ય અને સારો વારસો મળ્યાં હતાં. તેને કમાવા જવાની ગરજ ન હતી. એટલે કેટલાએક દોસ્તો, ઓળખીતાઓ, અને સમાન આત્માઓને તેણે એકઠા કર્યા. અને સારા પાયા ઉપર સંવાદમંડળી સ્થાપી. તે મંડળીનું નામ "સાહસિક તર્કવાદીની મંડળી" પાડ્યું. તે એ મંડળીનો પ્રમુખ હતો, અને પહેલે દિવસે મંડળી ઉઘાડી ત્યારે એક જુસ્સાદાર ભાષણ આપી સમજાવ્યું કે "આપણો વિષય સ્વર્ગ નહિ, પણ પૃથ્વી છે. ઇશ્વર નહિ પણ મનુષ્યત્વ, સ્વપ્ન નહિ પણ સાચી બિના છે."

પરંતુ કેવળ મનુષ્યત્વમાં કરુણાશંકરનો સ્નેહ બંધાઈ રહી શક્યો નહિ. તેના હૃદયનો એક નરમ અંશ દીર્ઘકાળથી એ મનુષ્યત્વમાંના કોઇ માનવીની ગાદી બનેલો હતો. તે એક કુમારિકાને ચાહતો. તે કુમારિકાને આપણે શારદા કહેશું. આ સ્નેહ, સુધારાના જુસ્સાની બહુ આડે આવતો, કેમકે તે સમજતો કે શારદાના માતાપિતા વૈષ્ણવ હતાં, અને સુધરેલા વિચારોને આદર આપે તેવાં ન હતાં; સુધરેલાના હાથમાં પોતાની પુત્રીનો હાથ સોંપવા કબૂલ થાય તેવી આશા નહોતી. પરંતુ સુધારાનો અગ્નિ જોશબંધ ભભુકા નાખતો યુવાનના હૃદયમાં જાગ્યા કરતો. તેને તે શી રીતે ખાળી શકે? તેને ખાળવા–ખાસ શારદાનાં માતપિતાની રૂબરૂ ખાળવા તે બહુ યત્ન કરતો. એ યત્ન વ્યર્થ હતો. અલક્ષિત આકસ્મિક જાગી ઉઠેલી, કરુણાશંકર જેવાની કીર્તિ ઢાંકી રહે

તેવી નહોતી. તે હવામાં ચોપાસ ઉડવા લાગી; અને શારદાના ઘરમાં પણ મેઘગર્જના જેવી સંભળાવા લાગી. કરુણાશંકરે પણ તે હકીકત જાણી. પરંતુ તેનો દૃઢ નિશ્ચય હતો કે માથું જતાં પણ પાછું પગલું ભરવું નહિ, કોઇને તાબે થવું નહિ; અને સુધરેલ હિત, સૌંદર્ય અને સત્યની સેવા કદી છોડવી નહિ. જૂના મજબૂત મૂળ નાખી પડેલા વહેમ અને ઢોંગ સામે તેને યુદ્ધ કરવાનું હતું, એ કરુણાશંકર બરાબર સમજતો. પણ આથી તે હિંમત હાર્યો નહિ. તેના હૃદયમાં પ્રબળતા જોઇએ તેટલી હતી, અને તે માનતો, તેમજ સાહસિક તર્કવાદીઓને વારંવાર કહેતો કે "સત્ય પ્રબળ છે અને તેનો જય થવો જ જોઇએ."

ધન્યવાદની તાળીઓ અને ગર્જનાઓથી તેના ભાષણને વધાવી લેવામાં આવ્યું હતું; અને ઘેર જતાં માર્ગમાં તેનું મગજ ઉત્સાહથી છલકતું વિચાર કરતું હતું કે "વળી વહેમની ખાતર જીવ આપનારા નીપજી ગયા છે, તો તત્ત્વજ્ઞાનની ખાતર સ્વાર્પણ કરનારા–જીવ આપનારા કેમ ન નીપજે ?"

## પ્રકરણ ૨ જું

### સ્નેહીઓ

**કરુણાશંકરને** તાવવાનો, તેની દૃઢતાની કસોટી કરવા માટે, તેની સ્વાર્પણ બુદ્ધિને કાર્યમાં મૂકવાની તક આપવાને યજ્ઞાગ્નિ ક્યારનો તૈયાર થવા લાગ્યો હતો. તેમાં સતીની પેઠે હસતે મુખે હોમાવું અને સીતાની પેઠે અખંડિત બહાર નીકળી આવવું એ સહેલું નહતું. શારદાના ગૃહમાં કરુણાશંકરના સુધરેલા વિચારોની વાત વિશેષ વિશેષ ચર્ચાવા લાગી. શ્રદ્ધાળુ અને નાસ્તિકના સંયોગથી કેવાં માઠાં પરિણામ આવે તેનું અચ્છું ચિત્ર શારદાના પિતાના ગોર ભીમભટ્ટે આપ્યું હતું. ખુદ શારદાને બહુ કહેવામાં આવ્યું નહતું; કેમકે તેના માતપિતા તેને બહુ ચાહતાં હતાં; અને એ વાત કહેવાથી તેના હૃદયને ઓચિંતો ધક્કો લાગત. કાંઈ બે ત્રણ સૂચનાઓ કરેલી પણ તેમાં તે કશું સમજી નહિ; અને તેથી તેને દુઃખ પણ થયું નહિ. શારદા સુંદર નહતી, લાંબા કાળા વાળ વાળી નાજુક છોકરી હતી, વિશાળ હૃદયની હતી, અને મીઠી કાવ્યશક્તિની રમણીય પ્રજ્ઞાવાળી હતી. તર્કશક્તિ કરતાં વેદનશક્તિ તેનામાં વિશેષ હતી. તે એટલું સમજતી કે તેનો ધર્મ સાચો અને સુંદર હતો. યુક્તિ કે તર્કથી તેનું હૃદય ડગે તેવું નહતું.

આમ હોવાથી કરુણાશંકરમાં જે ફેરફાર થયેલો તેને તે બરાબર સમજી શકી નહિ. 'ઇશ્વરને ન માને એવું તે કોઇ માનવી હોય? ઇશ્વરને માને તો ઇશ્વરનાં અવતારને કોણ ન માને? આસ્તિકતા, શ્રદ્ધા–એ સ્વર્ગના માર્ગ છે તેમાં કોને શંકા હોય?'–એ તેના વિચારો હતા. કરુણાશંકરની નાસ્તિકતાની વાત ગંભીર મ્હોં રાખીને ભીમભટ્ટે તેને કહી હતી, પરંતુ કરુણાશંકર એવા જૂઠા વિચારોમાં પડે–કરુણાશંકર ઇશ્વરને પણ ન માને એ તે કેમ માની શકે? કરુણાશંકર ઉપર તેનો અનહદ સ્નેહ હતો. અને કરુણાશંકર પોતાને ચાહે છે એ પણ તે જાણતી. પછી એ વાત તે કેમ માની શકે?

કરુણાશંકરે તત્વજ્ઞાન માટે કેમ જીવ આપવો જોઇએ તે સંબંધે એક ધડધડતું ભાષણ આપેલું, તેના બીજા દિવસના સાયંકાળે તે શારદાને મળ્યો. શારદાના માતાપિતાની વર્તણુક પોતા પ્રતિ શિથિલ હતી એ તે જોઇ શક્યો અને કંઇ પણ ખુલાસો આપવાને તેનું હૃદય તત્પર થતું હતું. શારદાની માતાએ શારદાને હવે સ્પષ્ટ કહી દીધું હતું અને કરુણાશંકરના ધર્મ વિચારોની બિના જાણવા તેને સૂચના કરી હતી. સંધ્યા સુંદર હતી અને પૃથ્વીકન્યાને લગ્નની પીઠી લેપતો હોય તેવો રંગ ચોપાસ ઝળહળી રહ્યો હતો. બંને સ્નેહી નિત્યની પેઠે આછી વૃક્ષઘટાવાળા માર્ગ પર પાસે પાસે ચાલતાં હતાં, પરંતુ નિત્ય જેવો આલ્હાદ આજે હૃદયમાં આવતો નહતો. બંનેનાં હૃદય ભારે હતાં અને કાંઇ બોલવાનું હતું તે કેમ શરુ કરવું, તેના વિચારમાં સુસ્ત મુંઝાઈ ગયાં હતાં. થોડી ક્ષણ કરુણાશંકરને લાગ્યું કે પોતા માટે જૂના જુલ્મી નરયજ્ઞનાં કાષ્ટ ખડકાઈ રહ્યાં છે અને તેનું ચિત્ત વ્યાકુળ બનવા લાગ્યું. પરંતુ તેણે પોતાના હૃદયને દૃઢ અને નિડર રહેવા ઉશ્કેર્યું અને મનમાં ને મનમાં તે ઘણી વાર બોલ્યો–"સત્ય પ્રબળ છે અને તેનો વિજય થવો જ જોઇએ."

સંધ્યા બહુ સુંદર છે અને હવા બહુ મધુર છે–એવી તેવી વાતો ખૂટી ગઇ અને અપશુકની ચુપકી બંને સ્નેહી પર પથરાઇ

ગઈ. સત્ય કેટલું બધું પ્રબળ છે અને તેનો જય થવો જ જોઇએ એ વિચારનું યુવાન ફરી બખ્તર પ્હેરવા લાગ્યો.

ગભરુ જેવી શારદાએ ડરતાં ડરતાં યુવાનના ખભા પર હાથ મૂક્યો—જાણે તેની નાજુક આંગળી વ્હાલાના વસ્ત્રને ચુંબન કરવા લાગી, અને તે કંપતા અવાજે બહુ મહેનતે બોલી શકી—" ઓ વ્હાલા ! મારાં માતાપિતા કહે છે એ ' સાહસિક તર્કવાદીઓ ' કોણ છે ? "

વજ્ર પડવાનું હતું તે પડ્યું; અને કશી ઇજા થઈ નહિ એ વિચારથી તે વેંત એક ઊંચો થઇ ગયો. તેણે કહ્યું. " એ તત્વજ્ઞાની-ઓની એક મંડળી છે. મનુષ્ય માત્રના ઉદ્ધાર માટે, સમાજની વિશુદ્ધિ માટે, આર્યાવર્ત્તના જીવન માટે મથે છે: એવી એ એક મંડળી છે. "

આ ભભકાદાર ભાષણથી ગરીબ નાની શારદા દબાઈ ગઈ, અને તેની જીભ જાણે બંધ થઈ ગઇ. તેની આશા ફરી આવવા લાગી. તેનો પ્રિયતમ કોઇ ઉચ્ચ પ્રકારની ધર્મ ભાવના ઘડતો હોય, તો ખરેખર તેને માટે પોતે યોગ્ય બનવું જોઇએ એમ તે વિચારવા લાગી. અંતે તેણે પૂછવાની હિંમત કરી, " અને તેઓ શું માને છે ? "

યુવાનના મ્હોં પર સ્મિત આવ્યું અને તેણે કહ્યું, " તેઓ વિજ્ઞાનને, તત્વજ્ઞાનને, કવિતાને માને છે; તેઓ સદાચારને માને છે; તેઓ હિત. સૌંદર્ય અને સત્યને માને છે; તેઓ પુરુષ અને સ્ત્રીને માને છે, અને માને છે કે વહેમની બેડીઓથી તેઓને મુક્ત કરી પોત પોતાનું કાર્ય યથેચ્છ બજાવવા સ્વતંત્ર બનાવવાં જોઇએ."

કરુણાશંકર પોતાના આ ભાષણથી ખુશ થયો, તેની બહુ સારી અસર થઈ છે એમ સમજ્યો. તેથી તેણે ભાષણની સાથે છેવટે ઉમેર્યું—" અને સાહસિક તર્કવાદી હું પણ છું "

બાલાનો ચુંબન કરતો હસ્તસ્પર્શ વજ્ર જેવી મક્કમગાંઠથી યુવાનની ભુજા પર બાઝી ગયો, અને નિખાલસ અવાજ ધારતીથી પુકારી ઉઠ્યો, "ઓ વ્હાલા !"

કરુણાશંકરે કહ્યું, "અને ખરેખર હું તેને માટે મગરૂર છું: અને દેશમાં જ્યારે હું કીર્તિ મેળવીશ-અને તે મને મળશે જ એવી સંપૂર્ણ આશા છે-ત્યારે તું અને તારાં માતાપિતા મારે માટે પણ મગરૂર થશો."

ફરીથી તેણીએ પુકાર માર્યો, "ઓ વ્હાલા ! તેઓ પરમાત્માને કે કૃષ્ણભગવાનને માને છે એવું તમે કહ્યું નહિ !"

તેણીને વેદના થાય છે એ તેણે જોયું. એને આશ્વાસન આપતો વાંસો પંપાળતો તે બોલ્યો, "અને-જો-વ્હાલી ! તારા આ સુંદર નાના કપાળમાં આવા વિચારો કોણ ભરી મૂકે છે ?"

છોકરી ગળગળી થઈ ગઈ. તે બોલી, "મારાં માતાપિતા અને ભીમભટ્ટ-એ સૌ કહે છે કે તમે નાસ્તિક છો, અને નાસ્તિક કદી સારો વર હોઇ શકે નહિ."

બાલાનાં અશ્રુભીનાં હરિણનેત્ર યુવાનની દૃષ્ટિમાં ચોંટી રહ્યા. તેણે કહ્યું, "હા ! હું ધારતો જ હતો તે વાત હાજર છે. તે જૂનો વહેમ ! ખૂની જૂનો વહેમ ! ઇંગ્લંડમાં આગની ઝુંપીમાં હજારોને રિબાવી મારનારો ! આર્યાવર્ત્તને ઝનુની મહમુદને હાથે દબાવનારો ! વિધવાઓને બાળનારો ! બ્રેડલો જેવા દેશહિતચિંતકને ગાળો ભાંડનારો જૂનો વહેમ ! અહીં હાજર જ છે. તેનાથી બની શકે તો પોપરીને ( Popery ) યુરોપમાં તે ફરી સજીવન કરે, અહીં કંગાળ બ્રાહ્મણોના ફરી ગંદા પગ ધોવરાવે; પણ તે કાળ ગયો છે. સત્ય પ્રબળ છે. અને તેનો જય થશે જ."

"પણ-ઓ વ્હાલા ! તમે પ્રભુની પ્રાર્થના કરો છો ? તમે પ્રભુને માનો છો ! નહિ, વ્હાલા ?"

હાથમાં નાજુક હાથ ચાંપીને તેણે ઉત્તર આપ્યું, "વ્હાલી ! હા !–હું માનું છું, હું પૂજા કરું છું. અલબત્ત તું અને તારાં માતાપિતા કરો છો તેમ તો નહિ જ. તે મહાન કવિની સાથે હું કહું છું 'મારી વેદી, પર્વતો અને મહાસાગર; પૃથ્વી, હવા, તારા અને તે મહાન આખલમાંથી જે કાંઇ ઉદ્ભવે છે તે; તે મહાન અખિલ જેણે આત્માને જન્મ આપ્યો, અને જે આત્માને સ્વીકારશે.' એ સ્નેહના કવિ બાયરનના શબ્દો છે. હું કુદરતની મારફત તે મહાન અખિલની પ્રાર્થના કરૂં છું."

બોલતાં બોલતાં તેની છાતી ફુલવા લાગી, અને જાણે મહાન અખિલને, પૃથ્વી અને આકાશને વીંટાઇ વળવા હાથ લાંબા ઊંચા થવા લાગ્યા. અલબત્ત, આ મહાન અખિલ એટલે શું, અને તે કોને એવી સંજ્ઞા આપતો હતો તેનું તેણે સ્પષ્ટીકરણ કર્યું નહિ; પર્વતો, મહાસાગર, પૃથ્વી, હવા, તારા, જે એ અખિલના પૂજનના શી રીતે વાહક છે, અને શી રીતે એ તેની વેદી છે એ પણ તેણે કહ્યું નહિ. પરંતુ શબ્દો કર્ણને ભવ્ય લાગે તેવા હતા અને તે કાંઇ પણ અસર કર્યા વિના ઉડી નહિ જ ગયા હોય એમ તેને ખાતરી હતી.

શારદા દુઃખમાં અને મુંઝાવામાં પડી. તેને કરૂણાશંકરના અને પોતાનાં માતાપિતાના, પોતાના ગોરના, પોતાના અસ્ખલિત સ્નેહના વિચારો આવવા લાગ્યા. તેની ધાસ્તી સાચી પડે તો તે બિચારીની શી વલે થાય ? જે સુધરેલી ભાષામાં તેણે આ બધું સાંભળ્યું તેનો ખરો અર્થ શું હશે તે, તે સમજી શકી નહિ. તેની વિશાળ સાદી, નિર્દોષ આંખ યુવાનના ચહેરા સામે ઊંચે જોઇ રહી; "ત્યારે તમે વેદને–ગીતાને માનો છો–નહિ ?"

મહાન આયાસ માટે તૈયારી કરીને અને એક ઊંચો શ્વાસ લેઇને તેણે કહ્યું, "હવે મારે તને યથાર્થ સત્ય કહેવું જોઇએ. હું

નીતિના સુધારકો હતા અને તેની ખાતર તેઓને ચાહું છું. પરંતુ ઘણી વાતો કર્યાનું અને કહ્યાનું તેઓ સંબંધે જે સંભળાય છે તે હું માનતો નથી અને તેઓના ચમત્કારોની કથાઓ તે ભૂલ જ છે.”

પરંતુ આ સુંદર ભાષણ શારદાએ સાંભળ્યું કે નહિ એની શંકા થાય છે. તેની લાગણીઓના યુદ્ધથી તે ખરેખરી બેહોશ થઈ ગઈ હતી. તેને મૂર્ચ્છા આવી ગઇ. કરુણાશંકરને બહુ ભય લાગ્યો અને ગભરાઇ ગયો. લીલા ઘાસ પર તેણે તેને સુવારી અને પાસે ખળખળ કરતા ઝરામાંથી દોડીને જળ લઈ આવ્યો. બાલાના નાજુક ચળકતા મૂર્ચ્છિત કપાળ પર તે છાંટયું. થોડા વખતમાં તેણીને શુદ્ધિ આવી. પરંતુ તેનો આત્મા જાણે પલટાઈ ગયો હતો. તેનો ચહેરો છેક જ ફિક્કો અને કલાંત બની ગયો. યુવાનના એક પણ વાકયથી તેના અધર પર સ્મિત આવ્યું નહિ. બંને મૌન રહ્યાં અને બની હતી તે વાત ફરી છેડવા કોઇની હિંમત ચાલી નહિ.

કરુણાશંકરને પોતાના વિચારો આવતા હતા, જૂનાં વહેમનાં બહુ બલિમાંની આ જોડી પણ એક બલિ તેને લાગતી હતી. બે હૃદય ને જૂદાં જૂદાં ચીરી નાંખનાર વહેમ પર તેનો ક્રોધ વિશેષ સળગવા લાગ્યો. આવી સરલ બાલાને જે કેળવણી મળી, જે ધર્મ-ભાવના મળી—જેને તે પોતે સમજી શકતી નહિ—કે જેનો બચાવ કરી શકતી નહિ, તેણીને જે ભાવના પર આવો સ્નેહ ચોંટી ગયો હતો—તે સર્વ પર તે બહુ જ નાખુશ થયો અને હનુમાને પુચ્છ લંબાવીને લંકા બાળી હતી, તેમ પોતાની વાણી વિસ્તારીને એ વહેમોને બાળી નાખવા હૃદય ઉછળવા લાગ્યું.

# પ્રકરણ ૩ જું

## ફરાર

કરુણાશંકર શારદાને ધીમે ધીમે તેને ઘેર લઈ ગયો. શારદાનાં માબાપ પાસે બધો ખુલાસો હવે કરવો જ જોઇએ. જેનો ભય હતો તે સમય અગાડી આવી ઊભો અને કરુણાશંકરે એક તત્વજ્ઞાનીને છાજે તેમ હિંમત રાખી વર્તવું જોઇએ. શારદાએ ઘરમાં પગ મૂક્યો, અને સમજાઈ ગયું કે કાંઇ પણ ગંભીર બિના બની છે. કમનસીબે ભીમભટ્ટ પણ હાજર હતા. તેને જોઇને કરુણાશંકરના હૃદયમાં ધર્મવૈર જાગૃત થયું. શારદાની માતા લક્ષ્મીબાઈ, શારદાને જૂદા ઓરડામાં લઇ ગઇ, અને કરુણાશંકરે પોતે કહ્યું, કે શારદાને વાતચીતથી જરા ક્ષોભ લાગ્યો હતો અને તેને માત્ર આરામની જરૂર હતી.

શારદાના પિતા ગુલાબરાયે વાત શરુ કરી, "કરુણાશંકર! મને ખબર મળ્યા છે કે તમે 'સાહસિક તર્કવાદી' નામની કોઈ મંડળીના સ્થાપનારા છો અને પ્રમુખ છો. એ મંડળીનો ઉદ્દેશ જે જે ભાવનાને અમે પવિત્ર ગણીએ છીએ તેનો નાશ કરવાનો અને સમાજને ઉથલાવી નાખવાનો છે."

કરુણાશંકરે કહ્યું, "તમે જે વર્ણન આપ્યું તેમાં મારે બહુ તકરાર છે–વાંધા છે. પરંતુ તમે કહેલી મંડળી સાથેનો મારો એ સંબંધ હું કબૂલ કરું છું."

ભીમભટ્ટે વચમાં ટચકું માર્યું, "પિશાચનાથની પેઠે પોતાના પાપમાં તે ગૌરવ માને છે."

લક્ષ્મીબાઇના ઘણું કરીને બધા જ વિચારો પોતાના ગોરના વિચારોને મળતા હતા. તેણીએ નિશ્વાસ મૂક્યો, "અરેરે!"

ગર્વભરી અવગણનાની દૃષ્ટિથી કરુણાશંકર આ બંનેને જોઈ રહ્યો; પરંતુ ઉત્તર કંઈ આપ્યો નહિ.

ગુલાબરાયે કહ્યું, "કરુણાશંકર! તમે બાળક હતા ત્યારથી આ ઘર તમે તમારું જ ગણ્યું છે. અમને પણ અમારું બાળક હો તેવો તમારા પર સ્નેહ થઈ ગયો છે. તમને દુઃખ થાય તેવું બોલતાં બહુ દુઃખ થાય છે; છતાંયે સંકોચને પણ કોરે મૂકીને મારે તમને કહેવું જોઈએ કે શારદા સાથે તમે સંબંધ જારી રાખો તે બની શકશે નહિ."

ભીમભટ્ટ ફરીથી ટપક્યા, "નાસ્તિક સાથે જુતાળું નહિ."

લક્ષ્મીબાઇએ ફરીથી નિશ્વાસ મૂક્યો. ગુલાબરાયે પોતાની વાત જારી રાખી, "શારદાએ પણ આ તમને આજે કહ્યું હશે. તે સ્નેહાળ અને સ્નેહને ચોંટી રહે એવા સ્વભાવની છે. તો પણ તમે તમારા મૂર્ખ મતોને છોડી ન દ્યો ત્યાં સુધી તે તમારી સાથે કશો સંબંધ રાખી શકશે નહિ. જે સંબંધ થયો એ જ ખરેખર દિલગીરીની વાત છે."

કરુણાશંકર તપી ગયો, "શું મારા મૂર્ખ મતો હું છોડી દઉં? મહેરબાન! શું આપ જાણતા નથી કે ડાહ્યા કે મૂર્ખ ગમે તેવા મતને માનવી ઇચ્છાપૂર્વક લાવી કે કાઢી શકતું નથી? એ જ

ભૂલ ઉપર તો દુનિયાના ધર્મ માત્રનો પાયો છે; અને તેથી જ હવે ડગવા લાગ્યો છે. માનવી ધારે તે માની શકે—એ જ વ્યર્થ અનુમાન ઉપર દુનિયાના બધા ધર્મ બંધાયા છે. તમારો પક્ષ કહે છે કે 'માનો અને જીવો, શંકા કરો અને મરો.' તમે પૂજો છો એ ગીતા કહે છે કે 'સંશયાત્માનો વિનાશ થાય છે.' માનવી. પુરાવા પર આધાર રાખીને જ માની શકે છે. આપણી ત્વચાના રંગ માટે આપણે કશી જુમ્મેદારી રાખી શકતા નથી, તેમજ આપણે શ્રદ્ધા માટે પણ નહિ જ."

ભટ્ટજીએ કહ્યું, "પિશાચો માને છે અને ધ્રૂજે છે."

ગોર તરફ તીખી છૂરી જેવી દૃષ્ટિ યુવાને તાકી, "હા! તમે પિશાચને માનો છો. તેને કોણે પેદા કર્યો? સનાતન નરકમાં અસહ્ય વેદનામાં તેને કોણ રિબાવા દે છે."

"પ્રભુ પોતાની કીર્તિ માટે." ગોરે કહ્યું.

લક્ષ્મીબાઇએ નિશ્વાસ મૂક્યો, "અહો!"

પૂર્ણ તિરસ્કારથી કરુણાશંકર બોલ્યો, "પ્રભુની કીર્તિ માટે! જો હું એ વાત માની શકતો હોત, તો કહેત કે પોતાનાં હજાર લાંચ્છન માટે! શું આ તમારો ધર્મ? શું આ પ્રભુના પગમાં પડી પૂજા કરવાનું મને તમે કહો છો? 'દેવો પક્ષપાતી, ચલવૃત્તિના, ઝનુની, અન્યાયી; જેના ગુણ, ક્રોધ, વૈર, લંપટતા' એવા દેવોમાં. શ્રદ્ધા રાખવા શું મને કહો છો? કૃષ્ણને માનનારને પ્રભુ સ્વર્ગમાં ઉપાડી જાય, અને ક્રાઇસ્ટને માનનારને પ્રભુ નરકમાં ફેંકી દે—એવા પ્રભુનો શું હું સ્વીકાર કરું? અહીં જન્મ્યો તેનું શું રક્ષણ થવાનું, અને વિલાયતમાં જન્મ થયો તેથી શું નાશ થવાનો?"

"બચવાનો કોઈ બીજો માર્ગ જ નથી." ભટ્ટે કહ્યું.

"ત્યારે તમે તો એમ જ સમજો છો કે દૂર દેશનાં સાદાં ભલાં માનવી જેઓએ આપણા દેવનું નામ કદી સાંભળ્યું ન હોય,

અને જેઓ પોતાના અજ્ઞાનથી એ વિષયમાં ધાવણા બાળકથી વિશેષ જાણતાં ન હોય, તેઓ શાશ્વત દંડના પાત્ર થશે ? ત્યારે શું શેલિ તમારા જ વિચારોનું વર્ણન કરી ગયો હતો કે શું ?– 'કરોડો જીવશે અને મરશે, જેઓ ઉદ્ધારકના નામનો કદી ઉચ્ચાર કરશે નહિ, અને કબરના કાટેલ મ્હોંમાં મુક્તિ પામ્યા વિના ચાલ્યાં જશે. હજારો તેને ઘરડી ડોશીની કહાણી ગણશે, જે કહાણી કહીને ધાત્રી બાળકોને બ્હીવરાવે છે. આ બધા દર્દની અને જ્વાલાની ખાણમાં મળેલા દંડને અનંતકાળ શાપિત કરશે; છતાં દશગણી વધતી વેદના તેઓની ભયંકર યાતનાની બિછાન પર પણ મારી કીર્તિને અને તેઓને મળેલી શિક્ષાના યથાર્થને બળાત્કારે કબૂલ કરાવશે.' આવતી એકાદશીએ તમારી કથા પૂરી કરીને તમારાં બગાસાં ખાતાં શ્રોતાજનોને આ સંભળાવજો, અને કહેજો કે આ વર્ણન કોઈ રાક્ષસનું નથી પણ તમારા પ્રભુનું છે. 'કપડા શીવે' એમ બોલતાં 'શિવ'નું નામ બોલી જનારાંને નરકમાં ફેંકનાર કૃષ્ણનું આ વર્ણન છે."

ભટ્ટ ગાજી ઊઠયા, "આ તો ચોકખી પાખંડતા, ઈશ્વર નિંદા. આ દુનિયામાં કે આવતી દુનિયામાં તેની ક્ષમા નથી–તેનું કોઈ પ્રાયશ્ચિત નથી."

આક્ષેપગર્ભ હાસ્યથી કરુણાશંકરે કહ્યું, "હાં હાં! હાં! નરકના કુંડમાંથી છોડાવવા તમે આવતા નહિ. આપણે ક્ષમા રાખવી જોઈએ. એ ક્ષમાનો હુકમ આપનાર જ પોતાના બોધને કેમ અનુસરતો નથી ? પણ એ તો આ કે પેલી દુનિયામાં કોઈ-ને જ ક્ષમા આપતો નથી. વાહ! શો આબાદ અવિરોધ! શી અમૂલી ધર્મભાવના!"

ગંભીર વદન રાખીને ભટ્ટે કહ્યું, "એ તો પશુ છે, અને તેની ઈશ્વરનિંદામાં જીભ લાંબી છે."

લક્ષ્મીબાઈ નિશ્વાસ ઉપર નિશ્વાસ નાખવા લાગી.

ગુલાબરાય જૂના જમાનાનો હતો, પણ તે નવાં ચશ્માંથી અજાણ્યો નહોતો. તે સમજુ અને શાંત હતો. વળી ચારિત્ર્યને માન આપનારો હતો. તેણે કહ્યું, "આ બધી વાત અત્યારે અસ્થાને છે. વાત એટલી જ છે કે આપણા ધર્મમાં ઉછરેલી આપણી પુત્રીનો હાથ, આપણે નાસ્તિકના હાથમાં સોંપી શકીએ નહિ. તેનો આત્મા આપણને બહુ વ્હાલો છે. જે ઇશ્વરને જાણતો નથી, આત્માને માનતો નથી, ઈશ્વરના શબ્દને સાંભળતો નથી, તેની સાથે એ વ્હાલું જીવન આપણે યોજી શકીએ નહિ."

ભટ્ટ બોલ્યા, "ભાઈ! કહો કે નરકમાં જે શરીર અને આત્મા બંનેનો નાશ કરી શકે છે તેની ધાસ્તી ન રાખનારનો આપણે સ્પર્શ પણ કરી શકીએ નહિ."

લક્ષ્મીબાઇની આંખમાંથી અશ્રુ પડવા લાગ્યાં, અને તે 'પ્રભુ! પ્રભુ!' કરવા લાગી! 'ત્રાસ, ત્રાસ' એમ ઓઠ ફફડાવવા લાગી.

યુવાન બોલ્યો, "ખરેખર! ત્રાસદાયક! આ વૃદ્ધને એટલું જ પૂછો કે સ્વર્ગીય પિતા પોતાનાં બાળકોના આત્માનો અને શરીરનો નરકની આગમાં નાશ કરી શકે ખરો?"

ભટ્ટે તકરારને શિખામણના રૂપમાં ફેરવી નાખી અને દાઝતે દીલે કહેવા લાગ્યા, "ભાઈ! નરક છે—નક્કી છે. જરા વિચાર કરો, પછી પસ્તાશો, અને પસ્તાવાથી છૂટવાના નથી. જમડા મારશે ત્યારે આ ભટ્ટને યાદ કરશો. નરક છે અને નરકમાં સુખ નથી. ત્યાંના હંમેશ, રાત દિવસ તપી રહેલા લાલ અંગારામાં બળશો, ત્યાંની લોહીની નદીઓમાં ડૂબશો, ત્યાંની મોગરીના પ્રહાર સહવા પડશે અને—"

યુવાન તપી જઈને બૂમ પાડી બોલી ઊઠ્યો, "રાખો, ધાર્મિક પુરુષ! રાખો! ભલા માયાળુ ધર્માત્મા! છાના રહો! જો આજ

આશિર્વાદ મારે શિર વર્ષાવવાના હોય તો તેની પોટલી બાંધી રાખો. શત્રુઓને ચાહવા, અપકાર ઉપર ઉપકાર કરવા તમે મને શિખામણ આપો છો. પણ તમારા ઈશ્વરનાં આ તમે કેવાં કીર્ત્તન કરો છો એ જરા જૂવો. તે તેના શત્રુઓને ચાહે છે? તેને ધિક્કારનારને તે ચાહે છે? અપકાર ઉપર ઉપકાર કરે છે? નહિ જ. તે એક કાયદો આપણને આપે છે, અને પોતે વળી કોઈ બીજા જ કાયદા પ્રમાણે વર્તન ચલાવે છે. અને આ બધી રાક્ષસી ક્રૂરતાને તમે પરમ કૃપા, મમતા, પ્રીતિ, કહો છો! એવો તો અમારે રાજા પણ ન જોઇએ, બિલકુલ નહિ. ઈશ્વર તો નહિ જ. શી તમારી આબાદ નિખાલસ ધર્મભાવના!"

ભટ્ટ અચંબાથી અકળાઈ ગયા, અને લક્ષ્મીબાઈને કાંઈ ભય લાગવા લાગ્યો. બંને લાંબા લાંબા નિશ્વાસ મૂકવા લાગ્યા. પણ ભટ્ટ ફરી બોલવાને તૈયાર થયા. "તમે બ્રાહ્મણના છોકરા, તમે પવિત્ર ઉપવિત ધારણ કરનારા ઉત્તમ દ્વિજ, તમે—"

ગુલાબરાય વચમાં પડયો. તે પોતાની પત્નીની માફક ગોરના સર્વ મતનો સ્વીકારનારો નહતો, અને તેને લાગ્યું કે ગોર મહારાજ સંવાદની કલાનો સારો ઉપયોગ કરતા નહતા. તેણે કહ્યું, "આ બધું છેક નિરર્થક છે. કરુણાશંકર! તમે સુખી થાઓ તેમાં જ અમે સુખી છીએ. પણ અમે અમારી પુત્રીના સુખની પણ ઇચ્છા રાખીએ છીએ. ધર્મ જેવી મુખ્ય ભાવનામાં જ જ્યાં આટલો બધો વિરોધ–મતભેદ હોય ત્યાં સુખની આશા નથી."

યુવાન શાંત થયો. કોમળ સ્નેહની ખટક હૃદયમાં ખૂંચવા લાગી. મુખ ચિંતાની ગ્લાનિથી ઝાંખું થઇ ગયું. તેણે કહ્યું, "શારદા ગમે તે ધર્મની હશે પણ હું તેની સાથે સુખી થઇ શકીશ, ને પોતાના ધર્માનુસાર પૂર્ણ સ્વાતંત્ર્યથી વર્તી શકશે. વળી એ વિષય ઉપરનો મતભેદ લાંબો કાળ નહિં ટકે."

ભટ્ટ ફરી બોલ્યા, "એ તો વિશેષ મોટું સંકટ. તેનો સ્નેહ તમારી બુદ્ધિને આધિન થાય અને પછી નાસ્તિક વર, નાસ્તિક વહુ, નાસ્તિક છોકરાંઃ ગૃહનો કેવો રમણીય ચિતાર !"

કરુણાશંકરની ગુલાબરાય તરફ કોમળ દૃષ્ટિ ચોંટી રહી. તે બોલ્યો, "ખરેખર ! આ ચિત્ર તમને ભયંકર લાગે, પરંતુ મને એ ભયંકર લાગતું નથી. અમે અન્યોન્ય ચાહી તો શકીશું જ અને ધર્મ મતભેદથી તમે જેવા ભયમાં રહો તેવા ભયમાં અમે રહેશું નહિ. ભટ્ટજીએ ચિત્ર કહાડયું છે તેને માનીને તમે સુખી રહી શકો ? આ હું–અધર્મી કંગાળ જેને બચપણથી તમારા ઘરમાં સ્વીકારવાની તમે કૃપા કરી છે–તેને અનંતકાળમાં રીબાતો જળતો અને પુકારતો જોઇને તમે સુખી થઈ શકો ? તમારી કે પાપીમાં પાપી ચાંડાલની પણ એ દશા જોઇને હું તો સુખી થઇ શકું નહિ. અમે ચિતાના વિચારને સહી શકીએ પણ આ ક્રૂર નરકના વિચારને તો નહિ જ."

સમુદ્રમંથનથી તરી આવેલાં રત્નોની પેઠે સમયની ગંભીરતાથી કરુણાશંકરનું ગુમાન અને અહંકાર ગળી ગયાં; અને તેના સ્વભાવને તળિયે જે મહાનતા, વિશાળતા હતાં તે ઉપર તરી આવ્યાં. સ્નેહથી બુદ્ધિ ધોવાઈ. સ્નેહને સૂચવતો કંઠ કોમળ–મધુર બન્યો; અને બુદ્ધિને સૂચવતી વાણી નરમ શબ્દોના પ્રવાહમાં વહેવા લાગી.

ગુલાબરાયે પણ નરમાશથી કહ્યું, "તમારા નિશ્ચય નિષ્કપટ અકૃત્રિમ છે, તેમાં મને કાંઇ જ શંકા નથી; પરંતુ એ નિશ્ચયને અમારા નિશ્ચયો સાથે કશો મેળ નથી. અમને એ ભયંકર છે. કરુણાશંકર ! વાદવિવાદની જરૂર નથી. ટૂંકામાં કાં તો તમારે તમારા મત ફેરવવા જોઇએ, અથવા—"

ગુલાબરાય વાક્ય પૂરૂં કરી શકયા નહિ; કેમકે પાસેનાજ ઓરડામાં બેઠેલી શારદાએ આ બધું સાંભળ્યું હતું; અને તે ગભરા-

ગેલી, ભયભીત બનેલી, પીળી બની ગયેલી એકદમ રડતી રડતી દોડી આવી. સ્નેહી બંને ગોઠવાઇ ગયાં—પાસે પાસે: બંને ચિંતાતુર શૂળી પર ચડવા ઊભાં હોય તેવાં નિરાશ. શારદા તો ડૂસકે ડૂસકે રડતી હતી. પિતાનું હૃદય ગળી ગયું; અને માતાનું હૃદય પણ ક્ષમામાં વહેવા લાગ્યું. ભટ્ટજીનું હતું તેવું જ રહ્યું

તેણે કહ્યું, "ગુલાબરાયભાઇ! દૃઢ રહેવું જોઇએ હો! તમારા આત્માને પૂછો—પવિત્રને અપવિત્ર સાથે શો સંબંધ? સ્વામીને અપવિત્ર અંધ પિશાચ સાથે શો સંબંધ? ધર્મની વાતમાં દૃઢતા જોઇએ."

શારદા બોલવા જતી હતી. તેના હોઠ ઊઘાડા જ રહી ગયા અને તેમાંથી જાણે શ્વાસ ચાલ્યો ગયો. ઓરડો તેની દૃષ્ટિએ ચક્કર ચક્કર ફરવા લાગ્યો. લજ્જાથી તે બોલી શકી નહિ. ગભરાટથી પડી જવા લાગી; અને ધાસ્તીથી કરુણાશંકરના ખભાનું વસ્ત્ર ઝાલી લીધું—આંગળા ચુંબન કરતાં હોય એમ નહિ, પણ તળિયા વિનાના કૂવામાં પડતાં બચવાને યત્ન કરી ટીંગાઇ રહેતી હોય તેમ. બેભાન અધરમાંથી "ઓ બાપુ!" "ઓ મા!" માત્ર એટલો અસ્પષ્ટ ઉચ્ચાર થયો. ફરી તે લવી, "એ પિશાચ નથી. એ ભલા છે. એ સ્વામીને ચાહશે."

ભટ્ટે કહ્યું, "પિશાચની ભલાઇ કેવી? પ્રભાતના મેઘાડંબર જેવી, ઝાકળ જેવી, જૂઠી, વ્યર્થ, એનો વિશ્વાસ શો?"

શરીરનો ઘાત થતો હોય ત્યારે પણ શરમ ઘણાંની ઉડી જાય છે, તો જેને લીધે શરીર, આત્મા, એ બધું છે એવા સ્નેહનો ઘાત થતો હોય ત્યારે, ગુલાબરાય ધર્મિષ્ઠ અને વૃદ્ધ છતાં સ્નેહને સમજનારો હતો; અને સુધારાની થોડી છૂટ પોતાના ગૃહમાં દાખલ કરી હતી. શારદા આર્યકન્યા હતી—લજ્જા તેને જન્મ પહેલાં મળી હતી. ધર્મિષ્ઠ તો હતી જ, અને છતાં પિતાએ દાખલ કરેલા

સુધારાની સ્વતંત્રતા તેણે પિતા માતા પાસે બહુ વાર લીધી હતી. તે પોતાના સ્નેહની વાત કરી શકતી અને સ્નેહને પવિત્ર ગણવાનું શીખી હતી. તેની શરમ ખંખેરાઈ ગઇ અને તે બોલી શકી, "એમ કહો નહિ, ભટ્ટજી! એ સ્વામીને ઘણા ગુણોને લીધે ચાહે છે એમ એમણે મને કહ્યું હતું." યુવાન તરફ દૃષ્ટિ કરીને પૂછ્યું, "કાં નહિ?"

પોતાના મતને અર્થે સ્વાર્પણના તેના જે વિચારો હતા તે ગળી જવા લાગ્યા; તેની મગરૂરી ગળી ગઈ; પરંતુ તે પોતાની માન્યતાને સજ્જડ વળગી રહ્યો. તેણે કહ્યું, "ખરું, પરંતુ કોને ચાહવાનું મને પૂછવામાં આવે છે? કૃષ્ણને? હું તેની મહાન બુદ્ધિને ચાહું છું. બુદ્ધને તેની મહાન દયા માટે ચાહું છું, ક્રાઇસ્ટને હું વિશેષ પિછાનું છું અને તેને પણ ચાહું છું. નાનાં બાળકને એ પોતાના ખોળા ઉપર બેસારતો, તેઓનાં માથા પર હાથ ફેરવતો અને તેઓને સ્નેહથી આશિષ આપતો તેને માટે હું તેને ચાહું છું. તેણે પોતાના ખૂની માટે પ્રાર્થના કરી અને કહ્યું, 'પિતા તેઓને ક્ષમા આપજે, કેમકે તેઓ શું કરે છે તે જાણતા નથી.'– એ મહાન અકૃપણતા માટે તેને હું ચાહું છું. 'તમે અન્યોન્યને ચાહો એ નવી આજ્ઞા હું તમને આપું છું.' એ બોલની ખાતર તેને હું ચાહું છું. ગરીબોને તે ચાહતો, તેઓને ખોરાક આપતો, બિમારને તે દવા આપતો, કંગાલને આશ્વાસન આપતો, અને તે મહાન પવિત્ર વિશાળ હૃદયનો હતો તેને માટે હું તેને ચાહું છું."

લક્ષ્મીબાઈ આશ્ચર્યથી જોઇ રહી, અને તેનાં નેત્રમાંથી કરુણા વર્ષવા લાગી. ભટ્ટે કહ્યું, "પ્રભુ જાણે એ વૈષ્ણવ છે કે જૈન છે કે ક્રિશ્ચિયન છે કે નાસ્તિક છે? મેં પણ બાયબલ વાંચ્યું છે. અન્ય ધર્મમાં લોભાવું એ પાપ છે તો પણ શું ક્રાઇસ્ટને માને છે? એટલું હશે તો પણ કૂંળો છોડ વળી શકશે. પણ એમ નથી. એ તો નાસ્તિક પત્થર છે. હું પૂછું. પ્રભુના વૈરની આપણ પ્રતિ સાંત્વનાને

અર્થે તેણે પોતાના રક્તથી નિસ્તાર મૂલ્ય આપ્યું એ વાત આ ભાઈ માને છે ? "

ગુલાબરાયે કહ્યું, "નહિ ભટ્ટજી ! તમે આ યુવાન ઉપર જુલ્મ કરવા બેઠા છો. આપણે જાણીએ છીએ કે એ માનતા નથી. "

ભટ્ટે કહ્યું, "ત્યારે એ ક્રિશ્ચિયન પણ નથી. ક્રિશ્ચિયન માને છે કે એ માન્યા સિવાય પ્રભુના ક્રોધનું શમન થતું નથી. "

યુવાન બોલી ઉઠ્યો, "પ્રભુને વળી ક્રોધ ! તેનું વળી શમન ! અને તે પણ ખૂનથી ? "

ગુલાબરાયે કહ્યું, "ઠીક, ઠીક, અત્યારે એ ચર્ચાની જરૂર નથી. કરુણાશંકર ! મને ખાતરી છે કે તમારા જેવા નિખાલસ હૃદયનો અને સત્ય શોધવાની જીજ્ઞાસા અને ઉત્સાહવાળો માણસ હંમેશાં અંધારામાં ન જ રહી શકે. ભટ્ટજી ! હું આપણા ધર્મને માનનારો છું એટલું જ નહિ, પણ દુનિયાદારીમાં ધંધો કરનારો માણસ છું; અને તમારા કરતાં મનુષ્ય સ્વભાવનું નિરીક્ષણ કરવાની મને કદાચ વધારે તક મળતી હશે. બાળકો ! તમે અન્યોઅન્ય ચાહો છો અને મને ખાતરી છે કે એક બીજાંના હિતની ખાતર થોડું સ્વાર્પણ કરવા બંને તૈયાર થશો. હવે કરુણાશંકર ! આપણે એક વર્ષની મુદત બાંધીએ. એટલા સમય પછી તમને કાંઇ વિશેષ જ્ઞાન મળશે, અને અનુભવ પણ મળશે. હું ધારું છું અને ઇચ્છું છું એ પ્રકારનું જો તમારા હૃદયનું વલણ થશે તો તમારી ઉમેદ બર આવવાને કશી અડચણ રહેશે નહિ. ત્યાં સુધી તમારે બંનેએ જૂદાં જૂદાં રહેવું, કદી મળવું નહિ. "

કરુણાશંકરે કહ્યું,–(તેની દૃષ્ટિ નીચી ઢળી ગઇ, નરમ થઇ) "એ કરાર બહુ સખ્ત છે. અમે જીવી શકીએ એવું કાંઇ અમને આપો. "

યુવાનનું સ્વતંત્ર નિર્મળ હૃદય જોઇને ગુલાબરાય જરા હસ્યો. તેણે કહ્યું, "દુનિયાના વ્યવહારના અનુભવ તરીકે હું કહી શકું

કે એક રીતે કાંઈ ફેરફાર થઈ શકે. ભલે તમે અમારી હાજરીમાં દરમાસે એક વખત આ ઓરડામાં મળતાં જજો. બસ ?"

"બસ." કરુણાશંકર બોલ્યો, અને શારદા પણ આંનદથી લવી અને શરમાઈ ગઈ.

ગુરુજન ઊઠી ગયાં. બે સ્નેહી એકલાં ઓરડામાં ઊભાં થઇ રહ્યાં. શારદાએ ચુંબન લેતી આંગળીઓ ફરી યુવાનના ખભા પર ધરી, અને તે ધીમે ધીમે બોલી, ' વ્હાલા ! પ્રભુને ચાહશો, નહિ ?"

"જીવન ! હું યત્ન કરીશ "

કરુણાશંકર પોતાને ઘેર જવા ચાલ્યો. તેના હૃદયમાં મોટો ગડબડાટ મચી રહ્યો હતો. દૂધ, પાણી, તેલ–એ બધાંને એકઠાં કરી હલાવ્યાં હોય તોપણ જેમ તેલ ઉપર તરી આવે છે તેમ તેના મગજમાં એકની એક વાત બધી વાતોની ઉપર તરી આવતી હતી કે " એ એક વર્ષ કોઇ કાળે પૂરું થશે કે નહિ ?"

તે મનમાં બોલવા લાગ્યો, " એ બધી વાત એટલી બધી બેઢંગી, એવી અક્કલ વિનાની, તત્વજ્ઞાનથી, ઇતિહાસથી, વિચારથી વિરુદ્ધ છે, અને ભીમભટ્ટના ભીમ પાંડવની પેઠે રુધિર ચૂસનારી, નરકના વિચારથી ઘાતકી, દેખીતી જ ભયંકર છે, વહેમી છે, કે તેને હું કદી માનવાનો નથી, નથી જ. બિચારી શારદા ! ગરીબ શારદા ! વ્હાલી શારદા !"

## પ્રકરણ ૪ થું

## વિજય અને ઉપાલંભ

એ રાત્રીએ કરુણાશંકરને નિદ્રા આવી નહિ. પોતાની સ્થિતિનું દર્દ તેના હૃદયમાં ખટક્યા કરતું હતું. તે પોતાના અભિપ્રાયને ચાહતો હતો, અને તે શારદાને ચાહતો હતો. એમાંથી એક પણ તજી શકાય તેમ નહતું. એને એક જ દિલાસો હતો, અને તે બિછાનામાં તરફડિયાં મારતો એ વાક્ય બોલતો હતો, "સત્ય પ્રબળ છે અને તેનો જય થવો જ જોઇએ." પોતાના ઉપર તો સત્યે પૂર્ણ જય મેળવ્યો છે તેમાં તેને ક્ષણવાર પણ શંકા આવતી નહિ, અને અંતે શારદા અને તેનાં માતાપિતા ઉપર પણ સત્ય જય મેળવશે જ એવું નિરાકરણ કર્યું.

તે દરમ્યાન પોતે જે માર્ગ પકડયો છે તે માર્ગે જવું અને આશા રાખવી, વિશ્વાસ રાખવો–કિસ્મતમાં! તે 'સાહસિક તર્કવાદીઓ'નો થઇ ચૂકયો હતો, અને એક સ્ત્રીના સ્નેહથી ડગી જવું જોઇએ નહિ. એતો બાયલાપણું થાય; વળી શું તેણે આખી આલમ પાસે જાહેર કર્યું નહતું કે તે 'બાયબલ કે વેદને ઇશ્વરનો શબ્દ ન ગણવા સંબંધે ચાર કારણ' એ નામનું ભાષણ આપવાનો છે?

એ ભાષણ તો તેણે અવશ્ય આપવું જ જોઇએ. એથી શારદાના ગૃહમાં નવો ખળભળાટ થશે ખરો, પણ તેની કાંઇ ચિંતા નહિ. એતો પેલી એક માસની મુદ્દત પૂરી થયાં પહેલાં શાંત થઇ જશે. ભાષણ કેવું સંભળાશે અને ઉત્સાહથી ઝીલી લેવાશે, કેવી તાળીઓનો અને જય ગર્જનાઓનો વર્ષાદ વર્ષશે એ ઉમંગમાં ભીમભટ્ટ સાથે વાત કરવાથી જે શાંત ભાવ હૃદયમાં ઉતરી આવ્યો હતો તે લુપ્ત થઇ ગયો, અને યુવાન અને યશાકાંક્ષીને સુલભ ગર્વ અને માનબુદ્ધિથી આત્મા છવાઈ ગયો.

*

ભાષણ આપવાની સ્હાંજ આવી પહોંચી, અને ભાષણ આપવા ઉભાં થતી વેળાએ મહાનતાથી છાતી ફૂલવા લાગી. ખરું, મકાન કોઇ નાની સરખી ગલીના ખૂણામાં હતું, અને નાનું હતું. એ પણ ખરું કે શ્રોતાજનો બહુ નહોતાં, કેમકે બધાં મળીને પચાસેક માણસો એકઠાં થયાં હતાં. અલબત્ત આ સંખ્યામાં સાહસિક તર્કવાદીઓનો પણ સમાવેશ થઈ જતો હતો. એમાંના એક બે ગૃહસ્થોની પિછાન આપું ? મંડળીનાં સેક્રેટરી પહેલાં શૈવ હતા, અને ભાંગ પીને અને વિભૂતિ ચોળીને લાલ આંખો કરી શંકરના મંદિરમાં નાચનારાનું ટોળ બહુ સારી રીતે કરી શકતા. પોતાના વૃદ્ધપિતાની સાથે યાત્રાએ ગયેલા અને કાશીવિશ્વનાથના દર્શને જવું પડેલું. તેને માટે કહેતા કે સૌથી મોટા દેવ પાસે જવાથી એટલો લાભ તેને થયેલો કે સૌથી મોટી ઘેલાઇનું તે અવલોકન કરી શક્યા. તે કહેતા કે પોતે નાસ્તિકથી પણ કાંઇક વિશેષ છે. તે કહેતા કે "નાસ્તિક" એ શબ્દ 'ન' અને 'આસ્તિક'નો બનેલો છે, અને આ માત્ર અસ્વિકારાર્થક સ્થિતિનું સૂચન કરે છે, નિષેધકાર્થકનું નહિ." તેથી તે પોતાને "ઇશ્વર નિષેધક" કહેતા, કેમકે એથી તે પોતાની ખરી માન્યતા દર્શાવી શકતા અને પોતાનું ખરું પિછાન આપી શકતા. એક બીજા સભાસદ પોણોસો વર્ષના ડોસા હતા. કરુણાશંકરના એ મોટા પ્રશંસક હતા,

મંડળીના ખજાનચી હતા; અથવા મંડળીના સભાસદો કહેતા તે પ્રમાણે 'કુબેર' હતા. અલબત્ત ખજાનામાં ચાલીસ પચાસ રૂપિયા પડયા રહેતા ખરા. કોઇ પણ યુવાન કરતાં એ વિશેષ ઉત્સાહી હતા. તે કહેતા કે લોકોએ આપેલો કાયદો દેશનો રાજા થશે ત્યારે પોતાનાં હાડકાંની ખાક પણ આનંદથી ઉછળવા લાગશે. એક બીજા સભાસદ કૉલેજમાંથી તાજા નીકળેલા ડૉક્ટર હતા. કાપ-કૂપનું કામ તેને સારું આવડતું. તે વળી મહાન ત્વરિત ફેરફારના લાભમાં હતા. 'અમેરિકા સ્વતંત્ર થયું, ફ્રાન્સ સ્વતંત્ર થયું, તેમ તલવારથી હિન્દુસ્તાન સ્વતંત્ર કેમ ન થાય? નસ્તરની માફક તલવાર વાપરવી અને દર્દને કાઢી નાખવું'—એ તેની ધારણાઓ હતી. 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે' એ તેની વ્હાલી કવિતા હતી; અને 'બ્યૂગલો બાજે, બ્યૂગલો બાજે'—એ ગાતા ત્યારે જમીનથી હાથેક ઊંચા થઇ જતા. તે સાહસિક તર્કવાદીઓને સારી આરવાળી લાકડીઓ પાસે રાખવાની ભલામણ કરતા કે હથિયાર રાખવાની છૂટ મળે ત્યારે, અથવા હથિયારની જરૂર પડે ત્યારે તેઓ એ કામથી જાણીતા રહે. પોતે નસ્તર વાપરી શકતા તેથી બીજા કરતાં તલવારથી વિશેષ માહિતગાર છે એમ સમજતા. વળી તે નાસ્તિક, હિત, સૌંદર્ય અને સત્યના મોટા હિમાયતી હતા, ઇતિહાસના શોખીન હતા; અને પોતાની પ્રજા વધતી જતી તેમ તેમ તે ઇતિહાસમાંથી બહાદુર નામ શોધી કહાડીને પોતાનાં બાળકને આપતા, રણજીત, શિવાજી, લક્ષ્મીબાઇ—એ બધાં આ પ્રમાણે તેણે પોતાના ઘરમાં એકઠાં કર્યાં હતાં. તેના આ ટોળાની વાતો પાડોશમાં અને દોસ્તદારોમાં બહુ ચર્ચાતી અને તેથી તે પોતાને કૃતાર્થ માનતા. આ સિવાય પણ બીજા જાણવા જેવા સાહસિક તર્કવાદીઓ હતા; અને સૌ ભભકાબંધ કોટ, પાટલૂન અને ચમકતા બૂટ પહેરીને હાજર થયા હતા.

ભાષણની રચના વિશાળ હતી. વેદ કે બાયબલને ઈશ્વરનો શબ્દ ન ગણવાનાં ચાર કારણો મુખ્ય આ હતાં (૧) તે વિજ્ઞાનથી વિરુદ્ધ છે, (૨) તે તત્વજ્ઞાનથી વિરુદ્ધ છે, (૩) તે નીતિથી વિરુદ્ધ છે, અને (૪) તે રાક્ષસી છે અને નરક જેવા ભયંકર વહેમી વિચારોનો બોધ આપે છે.

ભાષણનું વર્ણન આપવાની જરૂર નથી. વેદમાં ગાયને ગળે લાગડી કેમ બાંધવી તેનાં વર્ણન, ઘાતકી કસાઇ જેવા બકરાં મારતા બ્રાહ્મણોની છરીઓનાં ગીત, પુરાણમાં તો ગપેગપ, બાયબલમાં લાલ સમુદ્રે માર્ગ આપ્યાનું ગપ, ધર્મ એટલે ગપ, વહેમ, સ્વાર્થ–એ બધું કરુણાશંકરે સાબિત કરી આપ્યું, પણ એ બધા વહેમને સુધારે દળી નાખ્યા. શેષ નાગની ફણા ઉપર પૃથ્વી નથી, પણ સૂર્યના ખેંચાણથી અદ્ધર ફર્યા કરે છે; ચંદ્રને ગ્રહણ સમયે રાહુ નથી ગળી જતો, પણ એતો પૃથ્વીની છાયા છે. સુધારાથી સર્વની આંખ કેવી ઉઘડી જાય છે એ બધું કરુણાશંકરે સાબિત કરી આપ્યું. જૂના વહેમી ધર્મની યુક્તિબંધ મશ્કરીઓ અને ગાળો –એથી ભાષણ રમણીય ઉત્સાહ પ્રેરે એવું બન્યું હતું; અને ખરેખર શ્રોતાઓ ખુશ ખુશ થઈ ગયા હતા.

માત્ર બે જણ નારાજ દેખાતા હતા, એ બંને પુખ્ત ઉંમરના હતા, અને શાંત રહી સાંભળ્યા કરતા હતા. તેમાંનો એક તો વારંવાર કાંઈ બોલવા ઉભા થવાની તૈયારી કરતો, પણ બીજો તેને ઇશારાથી બેસારી રાખતો અને સાંભળ્યા કરવા કહેતો. સભા વિસર્જન થઈ ત્યારે બધા સાહસિક તર્કવાદીઓ આ બંને જણ ઉપર કરડી તુચ્છકારની દૃષ્ટિથી આડી નજરે જોતા જોતા ચાલ્યા ગયા. સુધરેલી રીતે જોતાં પણ આવડવું જોઇએ, ત્યારે જ દેશનું કલ્યાણ થશે એમ માનનારી મંડળીને ચકરડી પાઘડીવાળા આ 'ધોતીદાસ' બહુ બેડોળ લાગતા હતા.

પરંતુ ભાષણની સિદ્ધિમાં કશી શંકા ન હતી. એ એક મોટો વિજય હતો. સભા વિસર્જન થઇ ત્યાર પહેલાં છ નવા ગૃહસ્થોએ પોતાનાં નામ સભામાં દાખલ કરાવ્યાં. જ્યોત્સાહી કરુણાશંકર, મિત્રોની મુબારકબાદી સ્વીકારતો અને ઉપકાર માનતો આનંદભેર પોતાને ઘેર ગયો. તેને અલબત્ત નિદ્રા તો ન જ આવી. નિદ્રા કરતાં પોતાના જયના વિચારો વધારે મીઠા હતા. કીર્તિ મળી અને કીર્તિનો મુકુટ શિર પર વિરાજતો હતો. તેણે વહેમ ઉપર એક એવો ઝટકો માર્યો હતો કે જે વહેમ બહુ કાળ યાદ કરશે. અંતે તેને નિદ્રા આવી, ત્યારે સ્વપ્ન થવા લાગ્યાં; જાણે હજારો માણસો પોતાના ભાષણને વધાવી રહ્યાં છે, જાણે ભાષણને અંતે આભારી અને ઉત્સાહી પુરુષોએ તેને ખભા પર ઊચકી લીધો; અને ચોપાસ પોતાની કીર્તિ પોતે સાંભળે તેમ ગાજી રહી છે.

આ સોનાની થાળીમાં માત્ર એક ચૂંક હતી, અને તે બહુ ખટકતી હતી: તે શારદાનો વિચાર. સ્નેહના તોફાની બનેલા સમુદ્રમાં નૌકા તારી જવાની આ રીત ન જ હતી. જે કાંઇ ફેરફાર થવો જોઇએ તે પોતામાં જ થવો જોઇએ એ વાત તે હજુ બરાબર સમજ્યો નહતો; કેમકે તેની સત્ય પરની શ્રદ્ધા બહુ પ્રબળ હતી, અને તે માનતો કે સર્વ ફેરફાર સામેની બાજૂમાં જ થવાનો. અન્યની સ્થિતિ, અન્યના વિચારો, અન્યની જ્ઞાતિ—એ સર્વ જયની ઉન્મત્ત દશામાં તે જોઈ શકે એમ નહોતું.

ગુલાબરાયે બાંધી આપેલી એક માસની મુદ્દત પૂરી થવા આવી. એક માસના ત્રીસ દિવસ; પણ ત્રીસ દિવસમાં યુવાનના હૃદયે એક ઇતિહાસ લખાય એટલાં સુખ દુ:ખ અનુભવ્યાં હતાં. મગજ ખાલી થઈ જતું, થાકી જતું, કોઈ આંતરવ્યાધિથી હૃદય રીબાતું. આશા હતી, અસહ્ય ઔત્સુક્ય હતું. વળી જય હતો, કીર્તિ હતી, ઉત્સાહ હતો. ઇન્દ્રધનુષમાં એક રંગ બીજા સાથે કેમ

મળે એ જણાતું નથી, તેમ આ લાગણીઓ હૃદયમાં કેવી ગૂંથાઇ રહેતી તે કોઇ જાણતું નહતું. પોતે પણ ઘણી વખત સમજી શકતો નહિ. ઉત્સાહનો નિશ્વાસ પૂરો ન થયો હોય, ત્યાં દર્દનો નિશ્વાસ ચડતો અને કીર્તિના સ્વપ્નમાં ખેદનો પડછાયો ઉભો થતો. યશની શાબાશી આપવા આવનાર સાથે મલકને મુખે હાથ મેળવવા જતાં ઓચિંતું મુખ પર વાદળ ચડી આવતું. જય હતો, કીર્તિ હતી, ઉત્સાહ હતો પણ માસ પૂરો થયો ત્યારે શરીર દૂબળું થયેલું લાગતું, અને ચહેરા પર જાણે ગમીની રેખાઓ પડી ગઇ હતી. અંતે ધડકતે હૃદયે તે શારદાના ગૃહે જવા નીકળ્યો.

શારદાનાં માતાપિતા યુવાન ઇચ્છે તેવા જ સત્કારથી તેને મળ્યાં; પરંતુ તે વ્હાલી બાલાના મુખ પર તે કેવું પરિવર્તન જોતો હતો? તે મુખ જોતાં જ જાણે વીજળી પડી હોય તેવી વેદના તેના હૃદયમાં થઈ આવી. તે બિચારી પણ શું પોતાની પેઠે જ આખો માસ રીબાઇ હતી? અને તેને તો પોતાના જેવી ઉત્સાહની પણ એકકે પળ ન હતી. બિચારીનું જીવન કેટલું અસહ્ય હશે? યુવાન હૃદયમાં એ વિચાર આવ્યો, અને ઉડી ગયો. બાલાના મુખ પર પણ દૃષ્ટિએ દૃષ્ટિ મળતાં ગુલાબી ચડી આવી. પણ તે આવી તેવી ગઇ; અને ચહેરો ફરી ફિક્કો, ક્લાંત બની રહ્યો; અને એ લાંબી હોલા જેવી ડોકને જાણે માથાનો બોજો લાગતો હતો. ઘડીએ ઘડીએ તે આનંદમાં આવી જતી, પરંતુ ઉદાસી સ્થાયી–સ્થિર હતી.

બંને શિથિલ અને ઉત્સાહહીન ભાસતાં હતાં. અંતે શારદાએ પોતાના પિતાને પૂછ્યું, "બાપુ! અમે પેલા ઓરડામાં જઇને થોડુંક ગાઈએ?"

દોરી બહુ તાણી રાખવી જોઇએ નહિ એમ ધારીને ગુલાબરાયે કહ્યું, "ખુશીથી."

બંને સ્નેહી એકલાં પડયાં ત્યારે શારદાએ પૂછયું. "વ્હાલા! દિવસો ખૂટતા નથી. આ માસ તમને કેવો લાગ્યો?"

તેણે ઉત્તર આપ્યો, "મારાથી સુખી રહેવાય તેટલો સુખી રહ્યો છું પણ ખરેખર દિવસો ખૂટતા નથી."

તેણીએ કહ્યું, "અને—વ્હાલા!—ગયેલું સુખ પાછું મેળવવું કેટલું સહેલું છે? તમે સ્વામીને ચાહો—બસ એટલું જ. તમે મને કહ્યું હતું, ફરી કહો—સ્વામીને તમે કયાં કારણોથી ચાહો છો?"

તેણે બાલાને છાતી સરસી ચાંપી, ગાલ પાસે મ્હોં રાખ્યું અને પ્રથમ કહ્યું હતું તે જ ધીમા અવાજે કાનમાં કહ્યું.

અવાજમાં અશ્રુ અને કંઠમાં ડૂસકું હતું. તેણીએ કહ્યું, "એટલું જ વ્હાલા?"

દુ:ખી પણ દૃઢ અવાજે તેણે કહ્યું, "એટલું જ."

"કૃષ્ણસ્વામી, ક્રાઇસ્ટસ્વામી, બુદ્ધસ્વામી—" તેણીએ કહ્યું, "શું આમાંથી કોઇને તમે કાંઇ પણ ખામી કાઢયા સિવાય ચાહી શકતા નથી? ક્રાઇસ્ટ સ્વામીએ કહ્યું છે, 'મારા પિતાના ઘરમાં ઘણાં મંદિરો છે: એમ ન હોત તો હું તમને કહેત; હું તમારે માટે સ્થાન નક્કી કરવા જાઉં છું.' શું એની ખાતર તમે તેને ચાહી શકતા નથી? આપણી ખાતર અરણ્યમાં ક્ષુધા અને તૃષા સહનાર બુદ્ધદેવને તમે ચાહી શકતા નથી? રમણીય દયાળુ કૃષ્ણ પરમાત્માને પણ નહિ.

કાંઇ પણ ઉત્તર આપતાં પહેલાં કરુણાશંકર અટકયો. વ્હાલા અને સુંદર ચહેરા પર જે કરગરતો નરમ ભાવ છવાયો હતો તેથી યુવાનના હૃદયમાં લાગણી થઇ આવી. અંતે ધીમે અવાજે તેણે ઉત્તર આપ્યો, "શારદા! વ્હાલી! એ સૌને હું ચાહું છું, કેમકે એ બોલ તેણે સ્નેહથી કહ્યા છે એ હું જાણું છું. અલબત્ત તેમાં તેની ભૂલ હોય."

"ભૂલ હોય?" તે મોટેથી બોલી ઉઠી; "નહિ, નહિ. તેની ભૂલ કેમ હોય? 'હું છું ત્યાં તમે હો' એ તેના શબ્દો પર વિચાર કરો. મરી જવું એ સ્વામીના સાથમાં વસવાનું છે, ધરતીના કીડા સાથે નહિ; સ્વામીના સાથમાં સ્વર્ગના પ્રકાશમાં વસવાનું, ખાક થઇને ઉડી જવાનું નહિ. વ્હાલા! શું એ સાચું નહિ?"

પોતાના માથા પાસે જે નાજુક ગોળ નાનું માથું તપી ગયું હતું, તેના લાંબા કાળા વાળ પર યુવાન ધીમે ધીમે હાથ ફેરવવા લાગ્યો અને તેણે દિલગીરીથી આસ્તે આસ્તે કહ્યું, "એ સ્વપ્ન બહુ સુંદર છે; અને–મારી મીઠી! હું પણ જો નિદ્રામાં પડી શકું અને એ સ્વપ્ન જોઇ શકું તો કેવું સારું?"

"વ્હાલા! સ્વામીને અને મને વિસારશો નહિ."

તેણીએ ઉત્તરની રાહ જોઇ નહિ, પણ તાનપૂરો હાથમાં લીધો અને મીઠા ધીમા અવાજે ગાવા લાગી. ગીત પોતાના હાથથી લખેલું હતું.

## (—ગીત—)

"ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો;
હું એ ફૂલના ગૂંથી હાર પિયુ ઉર ઘાલતી જો, સ્નેહે મ્હાલતી જો;

કેમ ખીલે ફૂલ? કેમ ઝીલે રસ?
જાણું ના એ શાથી રસબસ,

જાણું છું પણ એ સૌ આપણ કાજ છે જો, સ્નેહી તાજ છે જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો.

અંધારી રજની પડદાળી
પણ તારકથી જગમગનારી,

આત્મા જાણે એ ઇતિહાસ બધો જો, સ્નેહે કથ્યો કથ્યો જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો.

એક સદા મધુરો રસસ્વામી;
છૂપ્યો છોને અંતર—જામી,

અંતરમાં છૂપ્યો તે છૂપ્યો કાં ગણું જો, સ્નેહે ના ગણું જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો.

સ્નેહ વહે રસ સ્નેહ ઝીલે તે;
મેઘ સિંધુમાં જેમ ઢળે છે,

એ છૂપ્યો પણ જાણું એના સ્નેહને જો, સ્નેહે સ્નેહને જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો.

જીવનના જીવનનો જીવન;
સ્નેહ ફૂલે ચૂમે એ વનવન,

એ ચુંબનથી જીવી જાણતી જો, સ્નેહે જાણતી જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો.

સ્વર્ગ મ્હેલ સ્વામીનો ક્યાં છે ?
ધરતી ના, હું ના જાણું એ,

પણ ધરતી ને હું એ સુખને જાણતાં જો, સ્નેહે મ્હાલતાં જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો.

---

જેવા શબ્દો હતા તેવું જ સંગીત સાદું હતું. બંને એક જ સાદા હૃદયમાંથી વહી આવેલાં હતાં. કરુણાશંકરને તેની અસર થયા વિના રહી નહિ. વિચાર અને સંગીતને કાંઈ એવો મેળ હતો અને બાલાએ દેવી જેવી નિર્મળતાથી અને અશ્રુભીની આંખથી એ એવું કાંઇ ગાયું હતું કે યુવાનના હૃદયમાં ભાવના જાગી ઉઠી. કોઈ દુઃખમાં પડેલી દેવીએ સ્વર્ગને સાદ કર્યો હોય, અને સ્વર્ગનો પ્રકાશ તેને ઉપાડી લેવા ઉતરી આવ્યો હોય, દુઃખી શકુન્તલાને મેનકા ઉપાડી જવા આવી હતી તેમ અહીં પણ આ બાલાને તેડી જવા કોઈ અમાનુષી શક્તિ ઉતરી આવી હોય એમ યુવાનને

લાગ્યું. ગીત પૂરૂં કરીને તે બેસવા ચાલી ગઈ. તે તેણીની પાસે બેઠો, અને પોતાના હાથ બાલાની આસપાસ વીંટાળી દીધા. સંધ્યા ખીલી અને ચાલી ગઈ; એક તારો આકાશમાંથી ફૂટી આવ્યો ત્યાં સુધી બંને આમ જ શાંત ચૂપ બેસી રહ્યાં, અને ઈષ્ટની નિકટતાના આલ્હાદમાં મગ્ન રહ્યાં.

અંતે તે બોલી, "વ્હાલા ! ખાકમાં સ્નેહ નથી પણ સ્વર્ગમાં ભરપૂર છે."

તેણે કહ્યું, "વ્હાલી ! આપણા સ્નેહ જેવો નહિ."

"સ્વર્ગ ! વ્હાલા ! સ્નેહ એ જ સ્વર્ગ છે. સ્નેહમાં મળેલાં કેમ વિખૂટાં થાય ?" આટલું બોલતાં બોલતાં બાલાનું શીશ યુવાનના ખભા પર ઢળી ગયું; અને નેત્રમાંથી અશ્રુ સરવા લાગ્યાં.

એટલી વારમાં નોકર બત્તી લાવ્યો, અને પાછળ તુરત શારદાનાં માબાપ આવ્યાં. બંનેને આમ રડતાં જોઈને તેઓ ચમક્યાં. શારદા જેવી જ કલ્પનાવાળી વૃત્તિની તેની મા હતી, અને તેણે તો માની લીધું કે કાંઇ સારું પરિણામ નિપજી આવ્યું છે. પરંતુ તેના પિતાનું હૃદય ભારે થઇ ગયું, અને આનંદથી વાતચીત કરવા યત્ન કર્યા છતાં દુઃખ કંઠની બહાર અવાજમાંથી નીકળી આવતું હતું.

કરુણાશંકર ઘેર જવા ઉઠ્યો. શારદા પાછળ ઘર બહાર ગઇ. "વ્હાલા ! સ્વામીને ચાહજો !" ગાલ પર અધર ચાંપીને યુવાને કહ્યું, "હું યત્ન કરીશ: તેનાં સ્વપ્નોની ખાતર પણ તેને ચાહવા."

# પ્રકરણ ૫ મું

## આપદ્

કરુણાશંકર બહુ દુઃખી હતો. તે પોતાને ઘેર જતો હતો. તેને લાગણી બહુ થઈ હતી પણ શારદાની ધર્મભાવના તરફ જરા પણ ઢળ્યો નહતો; અને તે શારદાને પોતાના વિચારો તરફ ખેંચી શકશે—એ આશા પણ જતી રહેતી હતી. તેનું હૃદય વારંવાર બૂમ પાડતું, "એમ સ્નેહથી એક છીએ તો જૂદા મત છતાં શા માટે મળીએ નહિ?" વળી તે બોલતો, "ધર્મના વહેમનો આ કેવો જુલમ!" પરંતુ તેણીના ચહેરા પર કાંઇ અમાનુષી દેખાતું હતું અને ચહેરો કેવો ફરી ગયો હતો!—એથી તેને ખેદ થવા લાગ્યો. સ્નેહ તો પ્રથમ કરતાં વિશેષ કોમળ, વિશેષ આર્દ્ર હતો, પણ એ એટલો બધો નિસ્વાર્થ, એટલો બધો નિરાશ હતો કે તે મનુષ્યના સ્નેહ જેવો ભાગ્યે જ લાગતો. પછી તેના વિચાર પેલા ગાયન તરફ ફર્યા અને તે સરલ અમિત સ્વર તરફ પોતે કબૂલ કરવા ઇચ્છતો તેથી વિશેષ દૃઢ છાપ તે સંગીતની પડી હતી. તે મગજમાંથી કારણોનાં ઘૂંચળાં ઉખેળવા લાગ્યો,—"ગીત ઠીક હતું, મૂર્ખ સાદી કલ્પનાવાળું. પુષ્પ કેમ ખીલે છે, અને તારા કેમ પ્રકાશે છે તે આપણે જાણતાં નથી; પરંતુ આપણને તેની સુગંધ અને

રોશની મળે છે. ઈશ્વરને આપણે જાણતાં નથી, પણ ઈશ્વરના સ્નેહના અને સ્નેહના સુખની આપણને લાગણી થાય છે. બસ, એ બધી વાત અને એ બધું એક સ્વપ્નથી વિશેષ શું છે ? ક્યા વિદ્વાનનું આ વાક્ય છે કે: "દુનિયાના બધા ધર્મ માટે આપણે પાંચ કે છ સારી કલ્પનાશક્તિવાળાં મનુષ્યોના આભારી છીએ." મીઠી બાલા ! ભલે તે પોતાનાં સ્વપ્નથી સુખી રહેતી. હું હું.... મ્હારું સત્ય છોડી શકું નહિ, નહિ જ, નિરાશ પણ નહિ જ થાઉં. "સત્ય પ્રબળ છે, અને તેનો જય થવો જ જોઈએ."

આ વિચાર આવ્યો, અને તેના પગ ઉતાવળે ચાલવા લાગ્યા. ફરીથી તેનું મન હમણાં જ વીતેલા દેખાવ પર ફરવા લાગ્યું અને પગ ફરી ધીમા થઇ ગયા. થોડા વખત પછી તેણે કહ્યું, "આ વિચાર મારે ખંખેરી નાખવા જ જોઈએ. સંગીત અને કવિતા, ભાવના અને સ્નેહમાં ગૂંથાયેલાં—એ આખરે તો તત્ત્વજ્ઞાનીના બહુ નાનાં સહાય જ છે. આવતી એકાદશીની અગતાએ પર્યટને જવાનું છે. તે દિવસે મંડળીની મારે સેવા બજાવવાની છે. 'અનધ્યાય નો વિવેક: ઉપયોગ' એ વિષય પર મારે ભાષણ આપવાનું છે, તેમાં આ સ્વપ્ન કાંઈ જ ઉપયોગી થવાનાં નથી."

છતાં તે ઘેર પહોંચ્યો અને બિછાના પર પડ્યો ત્યાં સુધી પણ તેની બેચેની ગઈ ન હતી. અંધારામાં શારદાનું ફિક્કું ચિંતાતુર મુખ આસપાસ ભમવા લાગ્યું. ધાર્મિક ભક્તિમતી એ મુખમુદ્રાનું સૌંદર્ય: અને એ મુખ સુંદર હતું તે કબૂલ કર્યા વિના ચાલે તેમ નહોતું. તેના સ્નેહનું માધુર્ય, તેની શ્રદ્ધાની સરલ ગાઢતા પોતાના સ્ખલનને જાણે ઠપકો આપવા લાગી. તેની આંખ મળી તેટલામાં પેલી કવિતા તેના કાનમાં ગવાવા લાગી અને તે જાગી ઊઠ્યો. આત્માના જંગલમાં દૃઢ નિશ્ચયથી શિકાર પાછળ પડેલી રામના તીર જેવી એક કડી ઇચ્છા વિના હૃદયમાં રટાયા કરતી હતી:

"એક સદા મધુરો રસસ્વામી;
છૂપ્યો છોને અંતરજામી;
અંતરમાં છૂપ્યો તે છૂપ્યો કાં ગણું જો! સ્નેહે ના ગણું જો;
ધરતી ફરતી પુષ્પ ધરંતી ધીમે ચાલતી જો, સ્નેહે મ્હાલતી જો."

"અરે! આ ઇશ્વરની મધુરતા! મીઠી ખ્વાબવાળી બ્હાલી! પીડાતાં ગરીબ, મરતાં દુઃખી, કંગાલ,–એ બધાંને શું તારી પેઠે તેની કૃપાનું ભાન થાય છે?"

"શા માટે નહિ? ગુપ્ત મદદગાર સર્વ સ્થાને હાજર છે." એ શબ્દો ખરેખર પોતાના બિછાના પાસેથી જ સંભળાયા, અને તે બોલી ઊઠ્યો, "કોણ બોલ્યું?" ઉત્તર મળ્યું નહિ. તે એટલો તો મૂંઝાઇ ગયો કે બિછાના બહાર નીકળ્યો અને ફાનુસ લેઇને ચારે પાસ જોયું. તેણે ઉભા રહીને આસપાસ જોયું અને પગથી માથા સુધી રુધિરમાં ઝણઝણ કરતો થરથરાટ આવીને ચાલ્યો ગયો. અંતે તે બોલ્યો, "મૂર્ખ! પોતાની જ કલ્પનાથી ભડકવું! અલબત્ત હું સૂઇ ગયો હતો અને આ સ્વપ્ન હતું."

પ્રભાતે અને ખાસ એકાદશીની પ્રભાતે કરુણાશંકર હંમેશ જેવો શાંત અને પોતાના તત્ત્વજ્ઞાનમાં મશગૂલ દેખાતો હતો. અનધ્યાયના દિવસોમાં વહેમીઓ કાંઇ ચમત્કાર માને છે. તે માન્યતા પર સખ્ત ઝુંબેશ કરવાનું સાહસિક તર્કવાદીઓએ નક્કી કર્યું હતું. જે દિવસોની આપણે વાત કરીએ છીએ તે દિવસોમાં આગગાડી બહુ નહતી; અને અગતાઓમાં વિહાર કરવાનો રિવાજ દાખલ થયો ન હતો. ધાર્મિક વૃત્તિ એવી બાબતોમાં વિશેષ ચુસ્ત હતી, અને સામે તકરાર કરનાર મળવાથી વધારે ચુસ્ત બની હતી. તેથી સુધારા તરફ એક આ પણ પગલું ભરવાનો સાહસિક તર્કવાદીઓએ નિશ્ચય કર્યો. સ્ત્રીઓને ઘરમાં પૂરી રાખવાના રિવાજ પર પણ એક ઘા મારવાનો હતો. ત્રણ નાની હોડી ભાડે કરી, નાસ્તા તૈયાર

કરાવ્યા અને તાપી નદીમાં સહેલ કરવાનો ઠરાવ કર્યો. વ્હાલીઓ અને વ્હાલા તૈયાર થયાં.

પ્રભાત રળિયામણું પ્રકાશિત હતું. નદી પર મંદ મધુર પવન લહરી ચાલી જતી હતી. મંડળીનો આત્મા આનંદમાં ઝૂલવા લાગ્યો અને તેઓ નર્મદાશંકરની ઉત્કર્ષની કવિતા ગાવા લાગ્યા. જાડા અવાજે પુરુષો ગાતા, અને વચમાં વચમાં સ્ત્રીઓના વાંસળી જેવા સ્વરો ભળતા હતા:

" દાસપણું કહાં સુધી, કરવું દાસપણું કહાં સુધી ?
રહી ભણ્યા પણ ખૂંધી, કરવું દાસપણું કહાં સુધી ?—ટેક

તસકાં ખાતાં વેઠ ઉચલવી, ખરે નરે ખર થાવું;
એથી તો લડી મરવું સારૂં, નથી મતિ એ ઉંધી.—કરવું૦

પડયા ઉપર જે પાટુ મારી, ઝુંસરી મૂકવા આવે;
સંપે સીંગડાં ભોંકી તેની, કમર કરવી ખૂંધી.—કરવું૦"

જેટલી લીંટી યાદ હતી તેટલી ગાઇ. ગીત પૂરું થતાં દરેક સાહસિક તર્કવાદીના હૃદયમાં શૌર્ય ઉછળવા લાગ્યું અને સ્વપ્ન થવાં લાગ્યાં, જાણે સિંહાસનો ઢળી પડયાં; બાદશાહી મહેલો ખળભળી ઊઠયાં; અને સ્વાતંત્ર્યનાં વૃક્ષ હિન્દુસ્તાનમાં ચોપાસ ફૂટી નીકળ્યાં —ફૂલ ફૂલથી લચવા લાગ્યાં. ફરીને કિનારે ઉતર્યાં ત્યારે મંડળીઓ જૂદી જૂદી થવા લાગી. ફરી મળવા લાગી, ગપ્પાં-ટપલા-ટપલી ચાલવા લાગી; વચમાં વચમાં વહેમના ઢોંગ પર ભાષણો પણ થતાં અને ધર્મ પર કોઈ સારી મજાક ભાષણમાં કે વાત-ચીતમાં નીકળી આવતી ત્યારે તાળીઓ પણ પડતી અને અટ્ટહાસ્ય થતાં કરુણાશંકરનું 'અનધ્યાય' પરનું ભાષણ તાળીના વરસાદથી ફટાકિયાવાળી દિવાળી જેવું બની ગયું, અને ભાવિના અનધ્યાયને ચિત્રશાળાઓથી, સંગીતથી, કલાગૃહોથી, પ્રદર્શનોથી સુશોભિત

બનાવવાનો કરુણાશંકરનો વિચાર ખાસ વિશેષ આદરણીય બન્યો હતો. સુધારાની ' તંદુરસ્તી પીવાઈ ' અને થોડી શરાબી ચાલી. કરુણાશંકર પીતો નહિ. ' ટી ટોટૂલર ' હતો, પણ થોડું પીવાથી વટલી જવાતું નથી એમ માનતો. થોડું કોને કહેવું તે સંબંધે મિતતા અને અમિતતાના વિચારોમાં થોડો સૌને તફાવત હતો; પણ પીવાનું શરૂ કર્યા પછી એ મતભેદ ભાંગી જતો; અને સૌને ઠીક લાગે તેમ પોત પોતાના પ્યાલા ભરતા હતા. નાસ્તો પૂરો થવા પછી નાની નાની ટોળીઓ મળી ત્રણ ત્રણ ચાર ચાર એમ જૂદાં જૂદાં સૌ ફરવા લાગ્યાં. કેટલાંક પાસેનાં વૃક્ષોમાં ફરવા લાગ્યાં, કેટલાંક કરુણાશંકર પાસે કંઈ ગવરાવવા તેને વીંટાઈ વળ્યાં, અને કેટલાંક હોડીમાં-સ્વતંત્ર સહેલ કરવા નીકળી પડ્યાં.

કરુણાશંકર પોતાનું કાર્ય અચ્છી રીતે બજાવતો હતો. હમણાં જૂના વહેમી ' કક્કા 'નાં ગાયન સામે મૂકવા કવિ નર્મદાશંકરનાં પુસ્તકમાંથી સુધારાનો ' કક્કો ' શોધી કહાડયો હતો; અને તેમાંની યાદ હતી તે લીંટીઓ જોશબંધ ગાતો હતો:

" ચલ ઉઠ સુધારા સજી વ્હેમની સામે,
દૂર કહાડ લડી ફરિ આવે ન કદિ આ ઠામે.—ટેક

કક કમર કસીને કાફરની સામાં જાયે,
ખખ ખડ્ગ ખંજરો ચળક ચળક સોહાયે—ચલ૦

ગગ ગદા ગુર્જ ઝટ લઇ હોંસથી ધાયે,
ઘઘ ઘાણ કહાડ દુશ્મનનો પાણિ નવ પામે—ચલ૦

બબ બુરાડિ નાખે બ્હાણ વ્હેમનૂં ભારે,
ભભ ભડકો કરિ ભડ લઇ તોપને બ્હારે—ચલ૦ "

કાન સોંસરવી ચાલી જાય તેવી ચીસોથી ગાયનમાં ભંગ પડ્યો. શોર નદીમાંથી આવતો હતો. ફરીથી ચીસો પડી. નદી

કિનારે પહોંચી જૂવે છે તો એક હોડી ઉંધી વળી ગઇ છે; અને અંદર બેસનારાં પાણીમાં તડફડે છે. કરુણાશંકરે કપડાં એકદમ ઉતારી ફેંકી દીધાં, અને તે વીજળીની પેઠે પાણીમાં ઝંપલાયો. હોડીમાંથી પડેલાં માણસો કિનારે તરી આવવા મથતાં હતાં. બે માણસો હતાં; એક સ્ત્રી અને એક નાની છોકરી. કરુણાશંકરે કિનારા પર ઉભેલાંને ડૂબતાં સોબતીને મદદ આપવા આવવા બહુ બૂમો પાડી; પરંતુ તેઓએ સ્વરક્ષણનો નિશ્ચય કર્યો હતો; અને બીજી કોઇ પણ લાગણી તેઓને થઇ શકે તેમ ન હતું. કરુણાશંકર તો પાણી વીંઝતો અગાડી ચાલ્યો; પણ બિચારી સ્ત્રી અને છોકરી તો ડૂબી ગયાં હતાં; અને ત્યાં પહોંચવાનો યત્ન વ્યર્થ ભાસતો હતો. તોપણ આખરે તેને હાથ છોકરીનું શરીર આવ્યું, અને તે ખેંચીને મદદે આવેલી હોડીમાં આપ્યું. તેની માને શોધનાં ત્રણ ચાર મિનિટ થઇ; અને તે પણ હાથમાં આવી. તે પોતે એટલો બધો થાકી ગયો હતો કે મુસ્કેલીથી હોડી પાસે પહોંચ્યો.

હોડી કિનારે પહોંચી ત્યારે એવો કરુણ દેખાવ થયો કે કદી લખી શકાય નહિ. ડૂબેલી સ્ત્રીનો વર અને છોકરીનો બાપ જે પેલા કરુણાશંકરના ભાષણ પછી સાહસિક તર્કવાદીઓમાં દાખલ થનારા છ માંહેનો એક હતો, તે ફૂલોની શોધમાં વૃક્ષોમાં ફરતો હતો, તે કિનારે આવી પહોંચ્યો; અને પોતાની સ્ત્રીને અને છોકરીને પિછાની રડવા લાગ્યો. તેને ઘેલછા થઈ ગઇ અને કાંઈ જ કરી શક્યો નહિ. થંડીથી થરથરતો કરુણાશંકર અને બીજા કેટલાંક ડૂબેલાંની જિંદગી પાછી લાવવા મથતા હતા: અને બે ત્રણ જણ કપડાં લાવવા, અને કોઇ વૈદ્ય કે ડૉકટર મળી આવે તો તેને તેડી લાવવા એક નાના ગામ તરફ દોડ્યા. પેલા ઘેલા બની ગયેલા પતિ અને પિતાને તો કાંઈ જ ભાન ન હતું. તે વારંવાર બેહોશ બની જતો, અને શુદ્ધિમાં આવતો ત્યારે દીવાનાની પેઠે ચાળા

કરતો અને ખૂમો પાડતો. તે ઘૂંટણિયે પડીને ડૂબેલાં શરીર પાસે બેઠો, અને જિંદગી લાવવા મથતા સોબતીઓના ચહેરા કોઇ અજાણ્યાની પેઠે જોવા લાગ્યો. એક ક્ષણ પછી તે ઊભો થયો અને ઘાસમાં પડી આળોટવા અને ખૂમો પાડવા દોડી ગયો. કેટલા બધા દુઃખની ઘડી! તેને અને પાસે ઊભેલાને એ ઘડી અનંત કાળ જેવી ભાસવા લાગી. એટલામાં ડોકટરની ગાડી આવી પહોંચી. તેણે ડૂબેલાંની નાડી તપાસી અને વ્હાલા શરીર પર ઊંધું ઘાલીને તે પતિ અને પિતા ઊભો રહ્યો.

ડોકટરે પૂછ્યું, "આને પાણી બ્હાર કાઢ્યાંને કેટલો વખત થયો?" "એક કલાક."

"ત્યારે મહેનત ન કરો. કશી મહેનતનો સ્પર્શ ન થાય એવે સ્થાને એ પહોંચી ગયાં છે." હીન થયેલા બિચારાની ખૂમ વૃક્ષોમાં ચોપાસ ગાજી ઊઠી. ઓચિંતી ખૂમ પાડી, "આશા નથી?"

દિલગીરીથી ડોકટરે માથું ધુણાવ્યું.

તે પેલા વ્હાલા શરીર પર પડયો અને શબના મ્હોં, ગાલ અને કપાળ ચૂમવા લાગ્યો. "શું-આ બધાં મળેલામાંથી કોઇજ કાંઇ આશા આપી શકતા નથી?" તે મરણિયાની પેઠે એકદમ ઊભો થયો અને કરુણાશંકરના મ્હોં સામે સ્થિર દૃષ્ટિ રાખી બોલ્યો.

અશ્રુ કંઠમાં ભરાઇ ગયાં હતાં. મૌન રહી કરુણાશંકરે હાથમાં હાથ લેઇ સ્નેહથી ચાંપ્યો. તેને દુઃખ બહુ થતું હતું પણ શાંત રહ્યો.

તે તો ઘૂંટણિયે પડ્યો અને મૃતહસ્ત ઊંચા કરી કરી ચુંબન દેવા લાગ્યો અને "ઓ વ્હાલી! ઓ જીવન!" એમ ખૂમો પાડવા લાગ્યો, "મારી મીઠી બાપુ! શું તારી મીઠી આંખ

મારી સામે કદી નહિ જૂવે? શું તારા કાલા બોલ કદી નહિ સાંભળું?"

આખી મંડળી દર્દમાં ગરકાવ થઇ ગઇ; ભયથી—ત્રાસથી સ્તબ્ધ બની ગઈ. કોઈ શાપથી સર્વ પત્થરના પૂતળાં બની ગયાં હોય તેમ આડા અવળા ભયભીત અવસ્થામાં ઊભાં હતાં. કેટલાક પુરુષોની અને બધી સ્ત્રીઓની આંખોમાંથી અશ્રુ ટપકતાં હતાં.

દર્દીએ બૂમ પાડી, "ઓ કરુણાશંકર! તમે અમને કહ્યું છે તેમાં તમે દૃઢ છો કે? શું આ જુદાઇ હંમેશની? શું મોત સ્નેહનો નાશ કરી શકે?—જિંદગી બુઝાવી શકે?"

તેને આશ્વાસન આપવા આસ્તેથી કરુણાશંકર બોલ્યો, "ભાઇ! ડોકટરે કહ્યું તેમ કશી મહેનતનો સ્પર્શ ન થાય—કશી પીડાનો જ્યાં સ્પર્શ ન થાય એવી સ્થિતિમાં તેઓ છે."

તેણે કહ્યું, "તેઓ! તેઓ! આપણે તેઓને 'તેઓ' કેમ કહી શકીએ? દુઃખ નથી ત્યાં તેઓ છે—એ કેમ કહી શકીએ? તેઓ તો કાંઈ જ નથી હવે. તેઓ તો હમણાં ખાક થઇ જશે. શું એ તમારું મત નથી? ઓ! વ્હાલી! પ્રાણ! વ્હાલી સ્નેહાળ બાપુ! તમે ઇશ્વર પાસે કોઇ સ્થાને હયાત છો, હું તમને ફરી કોઇ કાળે મળીશ—એટલું જ મને કહો અને સુખે ચાલ્યાં જાઓ. શું કોઇ જ આશાનો એક બોલ કાઢી શકતું નથી?"

પેલા પોણોસો વર્ષના સાહસિક તર્કવાદીએ કહ્યું, "ભાઇ! હું મારે હાથે મારાં બધાં બાળકોને એક પછી એક ચિતામાં મૂકી આવ્યો છું, અને થોડા દિવસ પછી નિરાંતે નિદ્રા લેવા હું પણ ત્યાં પહોંચી જઇશ."

ઘેલાએ કહ્યું, "જૂઠી આશા! ચિતા! ચિતા સિવાય કાંઇ જ નહિ? ધગતો અંગાર અને પછી ઊડી ગયેલી ખાક! અંધાર અને મિટ્ટી!"

બીજાએ કહ્યું, "પ્રિય બંધુ! તમારે માટે મને ખરેખર દિલગીરી થાય છે. પણ નરકના કષ્ટ કરતાં અને સ્વર્ગની ગુલામગીરી કરતાં તો ચિતા સારી જ છે. તેનો જરા વિચાર કરો!"

ત્રીજાએ કહ્યું, "તમને ગાઢ નિદ્રા આવેલી તેનું સ્મરણ કરો. એમાં શું બ્હીવા જેવું હતું? પરંતુ ચિતાની નિદ્રા વિશેષ ગાઢ છે અને એક પણ સ્વપ્ન વિનાની."

"અરે! ત્રાસ! ત્રાસ!" ઘેલાએ બૂમ પાડી; "બસ, એટલો જ દિલાસો?'

મંડળમાંનું વળી અગાડી આવી કોઇ બોલ્યું, "દિલાસાનો –આરામનો વિચાર કરો નહિ બંધુ! આ દુનિયા જ દિલાસા વિનાની–આરામવિનાની છે. સત્યનો વિચાર કરો; એ આપણી ફરજ છે. દિલાસો નહિ."

ડૉક્ટરે પાસે આવી, દુઃખીનો હાથ ચાંપી શાંત સ્વરે કહ્યું, "બાપુ! એ વિષય સંબંધે કાંઇ વિશેષ જાણવાનું છે. દુઃખીને સુખમાં દોરી જવા આવેલા કોઇએ કહ્યું છે, 'આ પુનરાવર્તી બ્રહ્માંડમાં મારાં થયેલાંને શાંતિ છે.' વળી દર્દીનો કોઇ બેલી કહી ગયો છે, 'હું પુનરુજ્જીવન અને જીવન છું; મારામાં વિશ્વાસ રાખે છે તે મરેલો હોય તો પણ જીવશે, અને જે મારામાં જીવે છે અને વિશ્વાસ રાખે છે તે કદી મરશે નહિ."

દુઃખી બોલી ઊઠ્યો, "અને આજે તેઓ મારી સાથે આવેલાં તોપણ તેઓના હૃદયમાં વિશ્વાસ હતો. આજે તેઓએ દિવસ આખો પ્રભુ પૂજનમાં શાંતિથી ગાળ્યો હોત,પણ હું તેઓને આ મઝા લેવા અહીં પરાણે લેઇ આવ્યો. બંને દરરોજ બે વખત પ્રાર્થના કરતાં."

બિચારો આભારથી ડૉક્ટરના બંને હાથે બાઝી પડ્યો.

ડૉક્ટરે કહ્યું; "તેઓ મરી ગયાં છે એમ માનો નહિ. વિશેષ પૂર્ણ જીવનમાં વસી એ બંને તમારી રાહ જોયાં કરશે. તે જાણીતાએ બાળકો સંબંધે શું કહ્યું છે? 'તેઓનાં દેવ બાળકો સ્વર્ગમાંના મારા પિતાના મુખનું નિત્ય દર્શન કરે છે.' તમારી અને તમારાં પત્ની વચ્ચે જેવો સ્નેહ હતો, એવી લગ્ન સ્નેહી જોડીઓ માટે પણ તેણે શું કહ્યું છે? 'તેઓ બે નથી.' તમે ખાતરી રાખો કે તમે બે એક શરીર જ માત્ર નહતાં, પણ એકાત્મા; અને તે ઐક્ય સ્નેહનું હતું. તમારાં જીવન એક છે. ખરું કે અત્યારે તમે અનિત્ય વિયોગ દુઃખમાં આવી પડ્યા છો, પણ એ દુઃખ અનિત્ય છે; અને જે શાશ્વત સંયોગસુખનાં તમે ભોક્તા થશો તેને મુકાબલે એક ક્ષણ જેવું છે."

ગરીબ માણસ ડૉક્ટરની જીભ ઉપર જાણે જીવવા લાગ્યો. સાહસિક તર્કવાદીઓ ટગર ટગર આ જોઇ રહ્યા, પણ બોલવાની હિંમત કોઇને થઇ નહિ. બધા મૂંઝાઇ ગયા હતા, ભયભીત થઇ ગયા હતા. તેઓ ઊભા હતા તેમ જ આસપાસ ગુમસુમ ઊભા થઇ રહ્યા.

ડૉક્ટરે દુઃખીના વાંસા પર હાથ ફેરવી બોલવું શરુ રાખ્યું, "પણ હવે, ભાઇ! જરૂરનું કામ આપણે કરી લેવું જોઇએ. 'મારા પ્રસાદથી દુર્ગમાત્ર તું ઉતરી જશે' એવું કહેનારાની ઉપર વિશ્વાસ રાખો. 'તમારા દિલ દુખાવા દ્યો નહિ, તમે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો. મારા પિતાના ગૃહમાં ઘણાં મંદિરો છે.'—એમ કહેનારા ઉપર વિશ્વાસ રાખો. 'તમારાં વ્હાલાં એ મંદિરોમાંના એક મંદિરમાં તમારી રાહ જોતાં વિરાજે છે એમ માનો. શાંત થાઓ, પ્રભુ પર વિશ્વાસ રાખો; અને બધા કિલ્લા તમે ઓળંગી જશો. હવે આપણે તેઓ તજી ગયાં છે તે, આ મિટ્ટીનાં પિંજરની વ્યવસ્થા કરી નાખીએ; કેમકે તેઓ એમાં ફરી આવવાનાં નથી."

ડૉક્ટરના નોકરે કહ્યું, "ડૉક્ટર સાહેબ! બધી ગોઠવણ તૈયાર છે. આ સાહેબ આપણી સાથે આવી શકે તેટલો સમાસ ગાડીમાં પણ છે.

કરુણાશંકર ચમક્યો. નાસ્તિકોનો મોટો પ્રતિપક્ષી કહેવાય છે તે જ આ શું ડૉક્ટર વૈષ્ણવ? પોતાના ભાષણમાં આવેલો અને નારાજ દેખાતો ચાલ્યો ગયેલો એવું સાંભળ્યું હતું તે જ ગૃહસ્થ આ? આ સમય ગંભીર હતો, તો પણ પ્રતિપક્ષનો ભાવ યુવાન હૃદયમાં જાગી ઊઠ્યો. જાગી ઊઠ્યો! તેવો જ આ શબને અને ઘડીભરના શબના માલેક દેખાતા દુઃખી આદમીને જોઇને ગળી ગયો.

એટલીવારમાં શબ ઊંચકાઈ ગયાં અને પાછળ રહેલા દુઃખીને બની શકે તેટલો શાંત કરીને ડૉક્ટર પોતાની સાથે લેઇ ગયો.

સાહસિક તર્કવાદીઓ ગામમાં ગયા તો સામે કૂટતી પીટતી સ્ત્રીઓ મળી અને જાણે આખી દુનિયા ડોળા ફાડીને તેઓ સામે જોવા લાગી; "આમાંથી સારું પરિણામ થવાનું નથી એમ અમે ધારતાં જ હતાં" એમ કહેનારાં પણ અનેક મળતાં. મૃત્યુની વાત તેઓની અગાડી શહેરમાં પહોંચી ગઈ હતી, અને લોકોનાં ટોળેટોળાં બહાર દોડી આવ્યાં હતાં. બિચારા બોધનો દાખલો બેસારવા બહાર ગયેલા તે આમ નીચી નજરે અને ઝંખવાણા પડી ગયેલા પાછા શહેરમાં દાખલ થયા.

# પ્રકરણ ૬ ઠું

## સમરૂપનું શાસ્ત્ર

**નદીની** બિનાથી સાહસિક તર્કવાદીઓના પ્રયાસને મોટો જખમ થયો હતો. શહેરના લોકોની નિંદામાં આવી પડયા હતા. ધાર્મિક લોકોને બહુ માઠું લાગ્યું હતું, અને પ્રભુ પાસે માગતા કે આ ઊછરતી પ્રજાને તે સદ્‌બુદ્ધિ આપે. ભીમભટ્ટ જેવા એ બનાવને એકાદશી માતાનો કોપ કહેતા. કોઇ પ્રભુનો કોપ કહેતા, અને કોઈ આ નાસ્તિકો સામે ભાષણો આપવાને પણ બહાર નીકળી પડયા. એટલામા કરુણાશંકર બીમાર પડયો તેથી, અને બે ત્રણ સાહસિક તર્કવાદીઓ નોકર હતા તેઓની પૈસા સંબંધે અપ્રમાણિકતા જાહેરમાં આવી તેથી મંડળી અવ્યવસ્થિત બની ગઇ. થોડા કાળમાં ખસે નહિ એવી, મંડળી પર નામોશી ચોંટી.

કરુણાશંકર વિશેષ બીમાર પડયો. તેની દૃષ્ટિ પેલા ડોક્ટર વૈશ્નવ તરફ ગઇ અને તેને બોલાવ્યો. ડોક્ટર વૈશ્નવ માયાળુ, મળતાવડા સ્વભાવનો, ખુલ્લા દિલનો માણસ હતો. તેના વિચારો વિશાળ હતા અને વળી બુદ્ધિશાળી હતો. શરદી, ગભરાટ, મહેનત–એવા કારણોથી કરુણાશંકર બીમાર થયેલો એમ ડોક્ટરને લાગ્યું.

થોડા દિવસમાં ડૉક્ટર વૈશ્નવની દવાથી અને સારવારથી તેની તબિયત ઘણી સુધરી ગઈ અને ઘરમાં હરી ફરી શકે તેવો થયો.

કરુણાશંકરને મળી શકાય તેમ છે એટલું માલૂમ પડતાં તેને ઘણાં માણસો મળવા આવવા લાગ્યા. અલબત્ત, સાહસિક તર્કવાદીઓ તો સર્વ આવી ગયા. ન્યાયાધિશ પાસે તેઓને સાક્ષી પૂરવા જવું પડેલું અને સોગન લેવા—એ તેઓના નિશ્ચયથી વિરુદ્ધ હતું કેમકે જેના સોગન આપવામાં આવે છે તેની તેઓ હયાતી માનતા નહતા—એમ સૌએ કહેલું. આથી શહેરમાં વિશેષ ચર્ચા ચાલેલી અને સાહસિક તર્કવાદીઓ સંપૂર્ણ કુખ્યાત બની ગયા. મળવા આવનાર મંડળીના ગૃહસ્થને કરુણાશંકર આશ્વાસન આપતો, અને સત્ય પર દૃઢ રહો ભલામણ કરતો. બીજા લોકો ધાર્મિક હતા તે પણ કરુણાશંકરને મળવા આવતા. માનવીની જિંદગી બચાવવા તેણે જે સાહસ કરેલું અને સંકટ વેઠેલું તેથી તેની કીર્તિ થઇ હતી; અને ઘણાં ધાર્મિક માણસોની તેના તરફ સ્નેહની લાગણી થઈ હતી. કરુણાશંકરને આ મુલાકાતોથી આનંદ થતો. જે કોઈ મળવા આવે તેને આવવા દેવા તેણે નોકરને વરદી આપી હતી. ઘણાં આવીને તેને ધાર્મિક શિખામણો આપતા, ઘણા ચર્ચામાં ઊતરતા; પણ સૌ નિરુત્તર બની, માથું ધુણાવી નિરાશ ચાલ્યા જતા.

એક દિવસ પ્રભાતે તેણે કણબી જેવો આનંદી પ્રફુલ્લ અવાજ પોતાના દ્વાર પાસે સાંભળ્યો. તે નોકર સાથે બોલતો હતો, " ડાક્ટર શાબ વેસ્ણવના છલામ કેવાસે અને કાંઈ મેલ્યું સે ઈ આપવા આગ્યો સું ! " નોકર કરુણાશંકર પાસે તેને દાખલ કરવાની રજા માગવા આવ્યો.

કરુણાશંકર બોલ્યો, " ભલે આવે. આત્માનો વળી કોઇ હિતેચ્છક આ હોય એમ તો લાગતું નથી. "

પ્રસન્નકંઠવાળાએ કહ્યું, “ તમારો નોકર, શાયેબ, ” વળી પોતાનું પિછાન આપી તે બોલ્યો, “ હું દામો, શાયેબ! ડાક્ટર વેસણુવનો માળી, શાયેબ! ડાક્ટર વેસણુવે આ ધરાખ મેલી સે, શાયેબ, તમને પછંદ પડસે, શાયેબ? ડાક્ટર શાબે છલામ કીધા સે, શાયેબ.”

“ ઓહો! ઉપકાર માનું છું, ” કરુણાશંકરે કહ્યું, “ ડૉક્ટર સાહેબ મારા પર બહુ કૃપા રાખે છે. મને આશા છે કે એક બે દિવસમાં હું પોતે એમને મળીશ, ત્યારે રૂબરૂ ઉપકાર માનીશ.”

“ પરભુ રાજી, શાયેબ. માફ કરજો, શાયેબ; પણ ડાક્ટર શાયેબે આટલા દિનમાં કાંઈ કહેલું ખરૂં કે? ”

કરુણાશંકરને વાતમાં આનંદ આવવા લાગ્યો; અને કાંઇ આશ્ચર્ય થવા લાગ્યું. તે બોલ્યો, “ આટલા દિવસમાં મને કાંઇ કહેલું? કયા સંબંધમાં? ”

“ પેલાં સાપોમાં સપાય સે ઇની વાત અને તમે ભોખણું આપેલું, શાયેબ, અને અમે બહુ સાંભળવા આવેલા ઈની વાત. ”

સસ્મિત કરુણાશંકરે કહ્યું, “ એક શબ્દ પણ નહિ. ”

દામાએ કહ્યું, “ નઇજ એમજ, એમજ, એ એમ ઓસાર કરે એવા નથ. જીવની વાતું એ બઉ જાણે સે; આ દેહની વાતુંથીય વધુ; પણ એમ ઓસાર કરે એવા નથ. ઇતો સેળાની જેમ પંપાળીને કાંટામાંથી બાર લાવો તો હંભળાય. પછી જાણસો કે ઇતો પરભુના ઘરની વાતુંના ભંડાર સે. ”

બોલનારાનો જેવો પ્રસન્ન પ્રફુલ્લ સ્વર હતો, તેવો જ આનંદી હસમુખો, ગોળ તેનો ચહેરો હતો. આવા સ્વભાવનું માનવી આમ બોલવાની છૂટ લે તેના પર ક્રોધ આવે કે અણગમો થાય એ અસંભવિત. કરુણાશંકર ખુશ નજરથી મુલાકાતે આવેલાને જોઈ રહ્યો.

તે પ્રસન્ન સ્વર ફરી નીકળ્યો, અને તેનું પ્રસન્ન મુખ જાણે વિશેષ વિશેષ ખીલતું જતું હતું, "જો, જો, હું તમને ઘણા મનખની જેમ ધિકારતો નથ–હો. તમારામેંય હાસતો સે. પણ ઇ કેવું? ગર્યનાર ભણી હોનાની રેતી લેવા ગયો હોય, હેંડે ભરૂસ દેમનો ને લશ્કરમાં નોંમ નોંધાવે, તે કાબલમાં મર્તુક પામે, બાપ એવું તમારું હામ સે."

કરુણાશંકરનું હૃદય જરા સંકોચાયું. તેની વાણી શુષ્ક બની ગઇ, "ત્યારે તમે એમ માનો છો કે મને માત્ર અર્ધ સત્ય મળ્યું છે? અને અન્ય અર્ધથી હું હઠી જાઉં છું; અને મારા જીવનનો નાશ કરૂં છું? તમે કહેશો તેમ 'અધ્યાત્મ' જીવનનો."

"પરભુ તમારૂં રખ્સણ કરે, પણ તમે કયું ઇતો હાસે હાસું ઈની તો મને યે ખબર સે."

કરુણાશંકરે કહ્યું, "હા! તમને પણ ખબર છે? બરાબર તમારું જ્ઞાન મને આપવા આવ્યા હશો!"

દામાએ કહ્યું, "શાયેબ, એક એજાંને આપણે એમ કયું તું કની? પેલા ભજનમાં કોયલનાં અંડાં હેવવા સકલી બેઠીતી તારે એણેય એમ કયું તું કની? હવે તમે હાસું કોસો કે પુરાણોમાં ને ભજનુમાં કાંઇ રેલગાડી જેવી ને તરકવિતરકની વાતું નથ. એમાં એવી વાતું હોય તો ઇ સું કેવાય? ઇતો ભણી ગણીને મોથાં ફોડીને લખેલું કેવાય; ઇ કાંઇ પરભુના ઘરની વાતું નો કેવાય."

કરુણાશંકરે કહ્યું, "બરાબર છે, તમારી એટલી વાત સાચી છે કે પ્રભુની વાત ન હોય છતાં કોઈ વાતમાં કે પુસ્તકમાં તત્વજ્ઞાનનું સત્ય હોઇ શકે. તમે સમજ્યા?"

"હસે, શાયેબ. પણ તમે હાસ દેખહો એની મને પૂરણ ખાતરી સે. ડાક્ટર શાબને પણ તમારું ભોખણ હાંભળ્યા કેડે ઘણીએ

વાર મેં ઇનું ઈ કર્યું સે. ધરમ પુસતકની વાતું કોઇ તરકવિતરક નથ. પણ ઇતો આ હંસાની અને ભગવાનના અવતારની, અને ડાક્ટર શાબ બોલે ને ઇ ' આતમા 'ની એવી એવી વાતું સે. ભગવાન પંડે અવતાર ધરીને સું નથ કઇ ગ્યા, ને ભજનુંમાં ભગત સું નથ ગાઇ ગ્યા કે ' હું તમને શબદ હુણાવું સું ઇ હંસો સે ને આતમા સે. "

કરુણાશંકરે કહ્યું, " વાહ હવે હું સમજ્યો. રહસ્ય માત્ર ઉકેલવાની તમારી પાસે તો કોઇ નવી જ જાદૂઇ ચાવી છે."

દામાએ કહ્યું, " નવી જ સે ઇની તો મને ખબર નથ. ઇતો ઉના પાણીમાં ડબકતા હાથીએ કઇ 'તી ને રૂખીમુની બધાય કઈ ગ્યાસે એવી ઈતો જૂની સે. ઇતો પરભુના ઘરની સાવી સે. ઇ નવી કેમ હોયે ? એને ડાક્ટર શાબ ' સમરૂપનું સાસ્તર ' કરીને કેસે. "

" શેનું શાસ્ત્ર ? " કરુણાશંકરે પૂછ્યું.

" શાસ્તરનું શાસ્તર ઈમ એને ડાક્ટર શાબ હજારોવાર કહે સે; સમરૂપનું શાસ્તરઃ જેમ કુંસીથી ખજેનાની પેટી ઉઘડે ને ભોંયથી હેરા ને માણેક ને મોતીને એવું કેમતી બધુંય પાર વેનાનું નેકળી પડે, ઈમ ઇ સાવીથી પરભુનું ઘર ઉઘડે સે ને પરભુના ખજેના નજરમાં તરવરવા માંડે સે. પેલા ભજનમાં પોયણનું ફૂલ ખેલી નીકળીને સુરજ ભગવાનની હારે વાતું કેવી કરે સે ? ઈની તમને ખબર સે ? "

દામાના ચહેરાને, તેની વાતચીતને, તેના હાવભાવને, તેના સ્મિતને જોઈને કરુણાશંકર ખડખડ હસી પડ્યો. તેણે કહ્યું, " હું તો કાંઇ જ જાણતો નથી. એટલું માત્ર જાણું છું કે તમે મને મોટા આશ્ચર્યમાં નાખી દીધો છે. ભૂગોળનું શાસ્ત્ર, ખગોળનું શાસ્ત્ર–એવાં શાસ્ત્રોનું તો સાંભળ્યું છે; પણ આ સમરૂપનું શાસ્ત્ર તો હજુ સુધી કદી કાને સાંભળ્યું નથી. "

"તમારું ભાષણ હાંભળ્યું તારથી જ મને ખબર હતી કે તમે ઇ હાંભળ્યું નથ. તમને તાં ને તાં કેવાની મને ઇસા થઈ આવી તી, પણ ડાક્ટર શાબે મુને બેહારી મૂક્યો તો. જૂવો શાયેબ! મનની વાતું આ હરિરની વાતું હારે સમરૂપ સે. આપણી હમજણ આપણી આંખ્યુંનું સમરૂપ સે, કેમ જે આ અજવાળાથી આપણાં નેતર દેખે સે, ને ગનાનના અજવાળાથી હમજણ દેખેસે, ને હારુંનરતું પારખે સે. મનખ હારે આ જમીનનું સમરૂપ સે, કેમ જે બંને હારો પાકેલો મેવો આપે સે; પણ ઇમાં હારી ખેડ થાય તો."

"બરાબર, બરાબર," કરુણાશંકરે, "તમારું અવલોકન બળહીન નથી, પણ દુનિયા પહેલાં અંધારામાં હતી, આકાર વિનાની હતી, અને પછી પેદા થઇ—એ બધી વાતોમાં શું અર્થ છે? એ બધું સાચું કે?"

દામાએ કહ્યું, "આમ જોજો શાયેબ! ઇમ કયું સે જે ધરતી ઘાટઘુટવોણી હતી ને સમુદર પર અંધારું ઘોર વેંટાઇ ગયેલું હતું. ઇમ કેની?"

"એમ જ, એમ જ," કરુણાશંકરે કહ્યું.

"આ ધરતી કોની હારે સમરૂપ સે ઇમ મેં હાલ કહેલું?"

"કેમ? તમે કહેલું કે પૃથ્વી મનુષ્ય સાથે સમરૂપ છે, કેમકે બંને સારાં ફળ આપે તેટલા માટે સારી ખેતીની અપેક્ષા છે.'

"એમ જ, શાયેબ," દામાએ કહ્યું, અને તેના આખા ચહેરા પર પ્રકાશ ચડી આવ્યો, "મેં ડાક્ટર શાબને કહેલું જે કબૂતરું વટેણા ખાવાને હળી જાય સે ઇમ તમે આ સમરૂપના સાસ્તરને હળી જવાના. ધરમની વાતુંના બધા શબ્દ જીવતરની અને આતમાની વાતું સે અને મનખના જીવતરની. હવે જૂવો, શાયેબ મનખ પરથમ તો ઘાટઘુટવોણું ને ઘમઘોર અંધારું હોય

સે. પહુડા જેવું સોકરું: ઇનું મન ધાટધુટવોણું ને ઠાલુંઠમ ને અંધારું ઘોર સે. પેલી પરથમ કિરતાર ઈને સું કરે સે? ઇમાં હમજણ મૂકે સે, અને હમજાણુ કોનું સમરૂપ મેં કહેલું?"

"પ્રકાશનું, અને ફરીથી એ સાદૃશ્ય હું કબૂલ કરું છું."

"બરાબર," દામાએ કહ્યું, "અને ઇમ સે ઇથી જ ભગવાને સુરજ મારાજને પરથમ પોતાનું ગનાન આપેલું કેવાય સે. પરથમ પેલું ભગવાન આતમામાં અજવાળું, ગનાન દીએ સે. હવે જૂવો ઇ કાંઇ ખુદરતી સાસ્તર નથ, પણ ઇથી ક્યાંયનું ક્યાંય ઉંસું અધિયાતમિકું સાસ્તર સે, અને સાસ્તરનું સાસ્તર સે ઇ સાસ્તર તમારા પંડના મનનું સે, અને ઇ કિરતારે પંડે તમારી આંખ પાંહે મેલ્યું સે કિમ જે તમે હોધી હોધીને આ બારલી વાતુંનો તતવ હોધી કાઢો. ધૂડચ, પોંણા, હાગર, તારા ઇ બધાંનું હોધી કાઢો, પણ ભગવાન ન દેખાતાં હુધી તમને હરઘની ને નરકની ને હંસાની ને તમારી પંડની એવી માંયલી વાતુંના ભેદ હોધ્યા લાધે નઇં."

ગામઠી ભાષામાં આવાં મહાન સત્યો, આવી સરળ રીતિએ અને આમ વિશ્વાસપૂર્વક બોલાતાં સાંભળીને કરુણાશંકર બહુ ખુશ થયો અને તાજ્જુબીમાં ગરકાવ થઇ ગયો. તેણે કહ્યું, "ખરેખર તમે એવા ભાવ ખુલ્લા કર્યા છે કે જેનો સ્વપ્નામાં પણ મને ખ્યાલ ન હતો. તમે કહો છો એ સમરૂપના શાસ્ત્રની પદ્ધતિમાં બહુ ચાતુર્ય અને યુક્તિ છે. તેમાં તો કાંઇ જ શક નહિ અને ખરેખર ઘણા ટીકાકારો, જેમ શેક્ષપિયરે અને ડેન્ટીએ કદી નહિ ધારેલા એવા અર્થો તેઓનાં કાવ્યોમાંથી ઉપજાવી કાઢે છે તેમ, ડૉકટર વૈશ્નવને પુરાણોમાંથી, વેદોમાંથી, બાઇબલમાંથી: અને સર્વ ધર્મપુસ્તકોમાંથી નવા નવા અર્થો કલ્પી કાઢવામાં બહુ મજા પડતી હશે. શેત્રંજ જેવો એ પણ બુદ્ધિનો બહુ સારો ખેલ છે. તમે એમ કરો તેમાં મને કશો બાધ નથી, પરંતુ મને તો વિવેક અને સામાન્ય બુદ્ધિના સુકાનને વળગી રહેવા દેવો જોઇએ."

" વિવેક અને સામાન બુધી ! " દામાએ કહ્યું, ' પરભુ રાજા અને ઇને જ વળગી રેવાનું હું તમને કઉં સુ. "

" પણ તમારી ઘણી વાતોમાં એની મને બહુ ખામી લાગે છે. " કરુણાશંકરે કહ્યું, " ઇશ્વર વળી રાક્ષસો સામે યુદ્ધ કરવા આવે—આખી જિંદગી પાપમાં ગાળેલી એ રાક્ષસ વળી અમુકને હાથે હારવાથી, મરવાથી, સ્વર્ગ પામે—એ બધી વાતો શું વિવેકથી—બુદ્ધિથી અને નીતિથી પણ વિરુદ્ધ નથી ? "

દામાએ હસતા મુખે કહ્યું, " જૂવો શાયેબ ! વળી પાસું ઇનું ઇ ? માફ કરજો શાયેબ, પણ હમણાંના હુધરેલા ઉતાવળા ભારે—ભાઈ ! "

કરુણાશંકર હસી પડ્યો અને બોલ્યો, " કાંઈ ચિંતા નહિ. ખુશીથી કહેવાનું હોય તે કહો. "

દામાએ કહ્યું, " તારે હાંભળો, શાયેબ ! બરાબર ઊંડી નજરે વિસારી જોહો તો ઇયે બધી હંસાની ને હંસાની વાતું સે. તમે વાંસ્યું તો ઘણું યે હસે આપણા પુરાણાંમાં રાખસ પરથમ ભગવાનના દાસ હતાં, ઇમ ઘણે ઠેકાણે લખ્યું સે કની ? "

" હા. "

" પસે; હરાપ લાગ્યાને રાખસ બન્યા કેની ? " " હા. "

" તારે હવે જૂવો, પરથમ તો પખુ જેવું સોકરું દાસરહેત પરભુનું વાલું હોય સે. પસે ભણે ને ગણે ને મોટી મોટી પરીખસાઉ ફસાર થાયે ને એંકારમાં પડે, કિરતારને ભૂલી જાયે ને આપમતીલું બની જાએ. ઇ મોટો સરાપ પછી ઈજ રાખસ. રાખસ માથે કાંઇ શીંગડાં હોયે સે ? "

કરુણાશંકર કહ્યું, " વાહ, શીંગડાં કેમ નથી હોતાં ? પુરાણીઓ તો રાક્ષસોનાં કેવાં ભયંકર વર્ણન આપે છે. "

"ઇ વાતેય કરેસ–હાંભળસો તો. હમણાં તમે પૂસ્યું ઇનો ખુલાસો કરી લેવું. પસેં આપમતીલા જબરજુવાન રાખસ બને, પણ ભગવાનને ઇ ગમતું નથ હો. ઇ તો કિરપાળુ સે ને સરવેને ઉગારવાની ઇસા રાખે સે. ઇ પસે હારાઈ ને ભુંડાઇનો જગડો સાલે, ભગવાન બસાવવા આવે ને આપમતીલો રાખસ ઇનું કંઈ કબૂલ કરે નઈં: ઇ ભગવાનની ને રાખસની લડાઇ. ઇમાં જો ભગવાન જીતે, ને એંકારરૂપી રાખસ હેઠો પડે તો સરગ મળે સે, નઈં તો નરકનો તો રાખસ સે જ. હવે ઇ હમજણમાં તમને હું વહમું લાગે સે?"

"વાહવાહ! બહુ જ સરસ કલ્પના છે. એમાં તો શક નહિ." કરુણાશંકરથી બોલી જવાયું.

દામાએ કહ્યું, "પણ, બાપ–બધી વાતું વવેકની ને તમે કોસો ઇ સામાન બુધીની સે. પણ ઇની તો આજકાલ ઘણી ખોટ સે. વવેકથી જોવો ઇ કેમ મનાય જે રાખસને હુપડા જેવડાં કાન સે, ને હાથી જેવડા દાંત સે ને ઈ બધું? મનખ તો બધાં સે ઇવા જ સે, પણ પાપી મનખનો જીવ કિરતારથી ઊંધો સે એટલે ઈનું બધું ઊંધું સે ને ઇથી અતીશે વરવું સે. પાપી બાર તો ગોરા ગોરા ને નમણા હોય, પણ પાપીના જીવ બઉ વરવા સે. ઇતો મર્તુક પસે જણાય. તમે બસ વવેકથી જોવા મંડોને તો ઈ બધું ય હમજાઈ જાસે. બધાય ઇમ માને સે જે ધરમપુસતકમાં બધું બારબારનું લખેલું સે, પણ લખનારે તો બધી ભીતરની વાતું લખીયું સે. એવા મોટા પુરૂખ કાંય ભાંગ પીને નોના લખવા બેઠા જે એવા ડીંગળ અડાવે."

કરુણાશંકરે કહ્યું, "તમારી પદ્ધતિ કેવી છે એ હું સમજ્યો, પણ એને બધે બંધબેસ્તી કરવી તમને બહુ મુસ્કેલ પડશે."

દામાએ કહ્યું, "ઇ તો સેજ તો. પણ તમે ડાકટર શાયેબની

ને ઇમનાં દીકરી દુરગાબાઇની હારે વાતું તો કરજો. ઓખરામાંથી હહલું બારે કાઢે ને શાબ લોકની રીહોડી હાંભળીને જેમ સમકી જાયે, ઇમ તમે પણ સમકી જાસો. મને તો કાંઇ આવડતું નથ તમે ઇમની પાહે જાજો, ઇતો એમણે ભણાવેલું ઇ હું તમને કહું સું. એક દી હું વાડીમાં કોંમ કરતો તો ને દુરગાબાઇ આવ્યાં. બાઇએ મને કયું, "આવો-ભગત! આપણે સમરૂપની વાતું કરીએ. તમે આ હુંદર કીયારો તયાર કર્યો સે ઇમાં તમારે સું સું કરવું પડ્યું તું?" મેં કહ્યું, "બાઇ હારી પેઠે પરથમ તો જમીન મારે ગોડવી પડીતી."

બાઇએ પૂસ્યું, "ઇ સેનું સમરૂપ સે?" હું કઉં જે-"બા, મને પુસોમાં. મને તો તમારી વાતું હાંભળવાનું ગમે. તમે હમજાવો." બાઇએ કયું, "પરથમ તો તમે પોતે સો ભગત. તમે આ કામ કર્યું. તમે ઇયાં એસ્વારી માળીનું સમરૂપ સો, તમે તમારા પંડથી નઇ, પણ તમારા કર્તુકથી. તમે સખત ભોં ભોંજી નાસી. તમારું ઇ કોંમ-આપણા હૌના બાપ આપણાં સવભાવનાં કડણ ઢેફાં ભોંજી નાખે સે-ઇનું સમરૂપ સે. તમે પાવડાથી ઇ કોંમ કર્યું તે પાવડો એસ્વરી શબદનું સમરૂપ સે. અડી કડીને ટાંકણે ને કહોટીને ટાણે આપણા સવારથ ને કાળજાની કડણાયું ભોંજી જાય સે, ઇમ શબદ રૂપી પાવડાના મારથી ભોંજી જાય સે. પસે ધરતી તયાર કરીને તમે રૂપાળા છોડવા રોપ્યા ઇમ જ એસ્વરી માળી આપણા હંસાની ધરતી તયાર કરીને મોંય મેડા મેડા સનેહ રોપે છે. પસે ઇમાં હમજણરૂપી સુગંધ ફેલે સે ને આપણા આતમાને મજાની ફુલવાડી જેવો કરી મૂકે સે.' પસે બાઈ કે 'ભગત, તમે બારની ફુલવાડી રસો ને ભગવાન માંયલી ફુલવાડીની રસના કરે સે.' શાબેબ. આ વાતું તમને કેવીયું લાગે સે?"

આવી ગ્રામ્યભાષામાં આવો અભણ માણસ પોતા જેવાને બોધ આપતો હતો- જેને એ પોતા કરતાં જ્ઞાનમાં, શક્તિમાં,

અને સમજણમાં ઘણો હલકો ગણતો—એથી કરુણાશંકર મનમાં જરા ચીડાયો. ઠપકાના કે આક્ષેપગર્ભ બે બોલ બોલવાની તેના હૃદયમાં ઇચ્છા થઈ આવી; પણ શું બોલવું તેની એને સમજણ પડી નહિ. બધી વાત એટલી બધી છેક નવી જ અને અણધારેલી આવી પડી હતી, કે કશો માર્ગ સૂઝે તેમ ન હતું. અંતે ગંભીર બેદરકારીનું સ્વરૂપ ધારણ કરવાનું તેને ઉચિત લાગ્યું.

તેણે કહ્યું, " આ બધી વાત બહુ ઠીક છે; પરંતુ આ સુધરેલા કર્તવ્યકુશળ જમાનાને એ બંધબેસ્તી નથી. આજકાલ બધાં દર્દો પર લાગુ પડે તેવી દવા અવારનવાર નીકળ્યા કરે છે; તેવી જ તમારી આ નવી ચાવી દેખાય છે. તેનાથી બધાં તાળાં ઉઘડતા હશે. ખરેખર ! બધી જૂની વાતો સારી કરાવવામાં તમને એ ઘણી ઉપયોગી નીવડશે. "

આક્ષેપની દરકાર દામાએ કરી નહિ. તેણે કહ્યું, " ઈમાં કાંઇ સંકા નઈ શાયેબ, ઈ કુંસી તો પરભુના ઘરની સે, ને સરગની સે ને નરકની પણ સે. "

દામો અદબ કરીને ઉભો રહ્યો અને કરુણાશંકર તરફ સ્મિતથી પ્રકાશતા સંપૂર્ણ પ્રફુલ્લવદને અને હસતા નેત્રે જોઇ રહ્યો. આવા ભલા સ્વભાવ પર ચીડ કરવી અસંભવિત હતી. કરુણાશંકરનો અહંકાર નરમ થઈ ગયો, અને તે આનંદથી બોલ્યો, " આ નવી વાત માટે ખરેખર તમારો ઉપકાર માનું છું. મારા મનમાં ગરુર હતો કે હું નિશાન બહુ સારું તાકી શકું છું: પરંતુ તમે પણ નિશાન સારું પાડી શકો છો. ફરીથી બીજી આવી દ્રાક્ષનો થાળ લેઇ આવશો ત્યારે આપણે આ વિષય ઉપર વાત-ચીત કરીશું. "

દામાએ કહ્યું, " જૂવો, શાયેબ ! તમે ડાકટર શાબને મળો ને ઇમની હારે વાતસીત કરો એ કાજ આ હંધુ મેં તો તમને

કર્યું છે. ઇ કાસબો ઢાલમાંથી બાર નીકળસે તો ઇની ખબરૂં પડસે."

કરુણાશંકરે હસતે મુખે કહ્યું, "હું મળીશ ત્યારે જરૂર વાત કરીશ. એમને મારા સલામ કે'જો."

દામો જવાને ઊભો થયો, "જરૂર વાત કરજો શાયેબ. તમે તે દી બોખણમાં કર્યું તું ઇમ હાસ પરબળ સે ને ઇની જરૂર જે થાસે જ."

દામો ગયા પછી કરુણાશંકર ગંભીર વિચારમાં પડ્યો. શું આખરે પોતે છેતરાતો જ હશે? પોતાના વિચારો જૂઠા હશે? શું ધર્મ પુસ્તકોમાં પોતે ન સમજી શક્યો હોય એવું કાંઈ હશે?

તે પછીથી મોટેથી બોલ્યો, " નહિ, નહિ, એમ હોય જ નહિ. આવાં મેળ વિનાનાં ગપ, આવી ભયંકર વાતો, આવી ક્રૂરતા, આવી રાક્ષસી કલ્પના એ વળી ઇશ્વરનો શબ્દ હોય? અને છતાં આ ભલો આદમી પોપટ પેઠે બોલતાં શીખેલો છે એ સમરૂપનાં શાસ્ત્રમાં કાંઈ ઊંડું રહસ્ય હોય તો?

## પ્રકરણ ૭ મું

### ભાવિની સૂચના

**કરુણાશંકરના** વિચારો પર અને તેની મંડળી પર જે નામોશી ચોંટી તેથી ગુલાબરાયના ગૃહમાં દુઃખ અને ખેદથી અને નવી નવી વાતોથી ખળભળાટ થઈ ગયો હતો. ભીમભટ્ટની ઉશ્કેરણીથી લક્ષ્મીબાઇ પોતાના વરને વારંવાર કહે કહે કરતી કે, " કરુણાશંકરનો પગ પોતાના ઘરથી દૂર થાય તો હવે સારું. પરંતુ શારદાનો એ યુવાન પરનો સ્નેહ દૃઢ હૃદયમાં હોય તેવો જ હતો; અને એ ખાતરી પૂર્વક કહેતી કે કરુણાશંકર આ વિટંબનામાંથી શુદ્ધ બ્હાર નીકળી આવશે અને અંતે તેને સત્ય મળશે. ગુલાબરાય પણ પોતાની પુત્રીના મતનો હતો ભીમભટ્ટ વારંવાર કહેતો કે " એ જુવાનિયો નરકની સતત બળ્યા કરતી અગ્નિની ખાણનો વાસી થવાનો એમાં કાંઈ જ શક નથી, કેમકે એ મગરૂર નાસ્તિક છે. " પણ એ બોલની કશી અસર નહતી. શારદા આ બધાં કટુ વાક્યો સાંભળી રહેતી અને ઘણી વાર રડતી.

તેણીએ કહ્યું, " ગોર મહારાજ. પ્રભુની કૃપાથી શું તમે અજાણ્યા છો ? પાપી અજામિલને છેવટની ઘડીએ સારી બુદ્ધિ આપી, અને પ્રભુનું સ્મરણ કર્યું, તો તેનાં પાપ પ્રભુએ ધોઇ નાખ્યાં.

ઘણાં નાસ્તિકોને તેણે સદ્‌બુદ્ધિ આપી છે. આનું હૃદય તો શુદ્ધ છે તેને પ્રભુ કેમ નહિ તારી લે ?"

ગુલાબરાયે કહ્યું, "કેમ ગોરજી ! શું એ સત્ય નથી ? મને તો એ યુવાનના આત્મા સંબંધે હજૂ બહુ મોટી આશા છે. એટલું ખરું કે એના સોબતીઓ જેવો એ પણ જરા મગરૂર, કીર્ત્તિનો લોભી અને આપમતિલો છે; પણ એ ખુલ્લા દિલનો, હિંમતવાળો, પ્રમાણિક, સ્નેહાળ, અને સત્યશીલ છે. વળી પેલા ભયને સમયે તેણે જે સાહસ ઊઠાવેલું તેને માટે બધાં લોકો એક મ્હોંએ તેની પ્રશંસા કરે છે એ પણ તમે જાણતા જ હશો."

પરંતુ ભીમભટ્ટના વિચારો ફરે તેવા ન હતા. ડોક્ટર વૈદ્યે સમાચાર આપ્યા કે કરુણાશંકર હવે સૌને હળીમળી શકે છે, ત્યારે ગુલાબરાયના ઘરનાં તેને જોવા જવા નીકળ્યાં. આ વખતે પણ શારદાના બહુ આગ્રહથી જ ભીમભટ્ટ એઓની સાથે જવા તૈયાર થયા.

બંને ફરી મળ્યાં. સ્નેહની આંખો કેવી હોય છે ! બંનેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં; અને શારદા બોલી, 'કેવો કડવો અનુભવ ? અરે ! આપણે જૂદાં પડ્યાં ત્યાર પછી તમારા પર શું શું વીતી ગયું ! અને પ્રભુની કેવી કૃપા કે તમે આરોગ્ય રહ્યા. પ્રભુની તમારા પર ને મારા પર કેવી કૃપા ! કેવી કૃપા એ, વ્હાલા !"

કરુણાશંકરે ઉત્તર આપ્યું નહિ.

"મને કહો વ્હાલા ! શું તમને નથી લાગતું કે નદીમાં તમે ઝંપલાવ્યું ત્યારે, તમને ઝીલી રાખવાને સ્વામીના હાથ [illegible] જ હતા ?"

ઊંડો નિશ્વાસ મૂકીને દુઃખી અવાજે તેણે કહ્યું, "[illegible] મને પ્રભુની કૃપાએ બચાવી લીધો એમ હું કદાચ [illegible]

શું ? પેલી મા–દીકરીને શું તું વિસરી ગઇ ? એ બંનેની કેમ કોઇએ સંભાળ લીધી નહિ ? તેઓનાં જીવનહીન શબ મારી તો દૃષ્ટિ આગળ તર્યાં કરે છે. બિચારો હીન બનેલો એ રાતદિવસ મારી દૃષ્ટિ આગળ ભૂતની પેઠે વિલાપ કર્યા કરે છે. એ બિચારો અને મરી ગયેલાં મારા કરતાં તો બહુ સારાં હતાં. તેઓનું બલિ આપી દે અને મને બચાવી લે ? હું કોણ કે મને પ્રભુ બચાવી લે ? ”

ગુલાબરાયે કહ્યું, “ જીવનના એ બધા કોયડા છે: પણ કરુણાશંકર કોયડા પણ ઉકેલવાને માટે જ બન્યા છે. ’

શારદાએ આર્ત સ્વરે કહ્યું, “ શું તમે કહ્યું ન હતું કે મરનારાં બંને તમારા કરતાં વધારે સારાં હતાં ? ”

તેણે કહ્યું, “ હા, હું હજૂ પણ એજ કહું છું. ભલી અને વળી પ્રભુને માનનારી ધર્મિષ્ઠ માતા, અને નિર્દોષ બાળક ખરેખર મારા કરતાં સારાં હતાં. ”

“ ત્યારે શું બધી વાત સમજાઇ જતી નથી ? ” તેણીએ કહ્યું, “ શ્રદ્ધાળુને લેઇ લેવામાં આવ્યાં કે તેઓને અશ્રદ્ધા સ્પર્શે નહિ; અને શ્રદ્ધાહીનને રાખવામાં આવ્યાં કે તેઓ શ્રદ્ધાળુ બને. સ્વામીએ તેઓને પોતાના ખોળામાં લેઈ લીધાં કે તેઓ ઉગરે અને અન્યને રહેવા દીધાં કે તેઓનો નાશ થાય નહિ. ”

તેણે કહ્યું, “ જીવન ! ખરેખર તારાં સ્વપ્ન એવાં મધુર છે જાણે કે તને પંપાળીને સુવારી દઉં અને તને એમજ નિત્ય નિદ્રામાં રાખું કે એવા સ્વપ્નમાં સદૈવ સુખી રહે. પણ–અરેરે– હું જાગું છું અને તે તારી ખાતર, અને કદાચ મારી ખાતર પણ; અને મને એવાં સ્વપ્ન સ્પર્શી શકતાં નથી. વળી કમનશીબે સુખી નિદ્રા કરતાં દુ:ખી જાગૃતિ મને વિશેષ પસંદ છે.”

ગુલાબરાયે કહ્યું, “ આપણે આવી સાહસિક સમાપ્તિ કરવી જોઇએ નહિ. પ્રભુની વાત કરવી તો એવા ગંભીર વિષયમાં વિશેષ

સાવધાન રહેવું જોઇએ. જેસળ જેવા લૂંટારો જેણે અર્ધ જિંદગી પાપમાં કાઢી, તે પાછળથી મોટો ભક્ત થઈ ગયો. તે જેવડો મોટો લૂંટારો હતો, તેવડો જ મોટો ભક્ત હતો. પણ આપણે વાદવિવાદમાં ઉતરીશું નહિ. શારદાને તમારામાં હજૂ શ્રદ્ધા છે, અને હું પણ નિરાશ નથી થયો. તમારામાં એવું કાંઇ છે જેથી મારો વિશ્વાસ ડગી શકતો નથી. તમે સત્ય જોઈ શકશો એમાં મને બહુ શંકા નથી."

એટલું કહીને તે બહારની વાડીમાં ફરવા લાગ્યો. લક્ષ્મીબાઈ અને ભીમભટ્ટ ચૂપ જ રહેવાનો નિશ્ચય કરીને આવ્યાં હતાં, તે પણ ફરવા લાગ્યાં. કરુણાશંકર અને શારદા એકલાં રહ્યાં.

"વ્હાલા! દિવસો કેવા હતા? કલાક દિવસ જેવા, દિવસ માસ જેવા! હું દૂર હતી એટલે તમને શું દુઃખ થયું હશે. તેની શી ખબર?" તેની આંખોમાંથી અશ્રુ ચાલવા લાગ્યાં.

અશ્રૂ ચૂમી લેતો તે બોલ્યો," જીવન! વિચારથી, તારાં સ્વપ્નથી હું જીવી શકયો છું; અને દુઃખમાં આરામ પણ લેઇ શકયો છું. તું મારી પાસે જ રાતદિવસ હતી." અને તેણે તેને હૃદય સરસી ચાંપી. બંનેનાં નેત્ર ફરી સ્નેહસુખની ભભકથી પ્રકાશવા લાગ્યાં.

"વ્હાલા! તમે સ્વપ્નની વાતો માનો છો?"

"હું જાણતો નથી-વ્હાલી! પણ ખરેખર, તારાં સ્વપ્નો-તારાં જાગૃતિનાં સ્વપ્નો-હું માની શકું તો કેવું સારું? પણ-અરેરે-હું માની શકતો નથી, અને ક્યારે માની શકીશ એ જાણી શકતો નથી."

"એ વાત અત્યારે જવા દો," તેણીએ કહ્યું, "પણ હું તમને મારા એક વિચિત્ર સ્વપ્નની વાત કહું? ભરનિદ્રામાં મને આવેલા-ખરેખરા સ્વપ્નની?"

"તું–વ્હાલી–મારૂં સજીવન સૌથી સુંદર નાનું કાવ્ય છે, અને તારા બધા નાના મોટા અનુભવ–તારાં સ્વપ્નનાં અનુભવ પણ–તેની મીઠી મીઠી લીંટીઓ જેવા મને છે. હવે કહે–તારું સ્વપ્ન શું હતું ?"

બાલાના હાથમાં હાથ હતો. તેને તે જાણે બાઝી રહી અને બોલી, "તે કેમ શરુ થયું તે તો હું જાણુતી નથી; પણ હું એક મોટા મેદાનમાં એકલી હતી. મારા હૃદયમાં કોઈ પ્રકારની શૂન્યતા, જડતા વ્યાપ્ત હતી–આકાશમાં વાદળ એકઠાં થવા લાગ્યાં ત્યાં સુધી. પછી વાદળમાં મોટો વીજળીનો ભડકો થયો, જાણે વિષ્ણુનું ચક્ર આકાશ તોડીને નીકળી આવ્યું; અને તુર્ત જ હજારો કડાકા જેવી મોટી એક ગર્જના થઇ. મારા તો અવયવે અવયવ ડરના માર્યા ઝલાઇ ગયા; પણ આકાશ ચોકખું થઇ ગયું અને હું જોશભેર વહી જતા ગાજી રહેલા પાણીના ધોધ પાસે ઊભી હતી; અને તમે બીજે કિનારે ઊભા ઊભા ગમગીન નજરે મને જોયા કરતા હતા. પાણી ઉતરવાને પુલ કે કશું સાધન નહતું. એટલી વારમાં ઝરો ગર્જતો અને ધસતો બંધ પડી ગયો અને ત્યાં તો મેલી કાદવ-વાળી, અંદર મેલા બરુ ઉગેલાં એવી નદી બની ગઇ. મને વધારે ને વધારે ધાસ્તી લાગતી ગઇ; અને મારી મદદે આવવા તમને મેં બૂમ પાડી. પણ તમે કાંઇ જ મદદ આપી શક્યા નહિ. પછી આપણે જૂદે જૂદે કિનારે સાથે ચાલવા લાગ્યાં એટલે નદીનો પટ વધતો ગયો અને છૈયા વધારે વધારે ગાઢ થવા લાગ્યાં અને બિહામણા ચહેરા તેમાંથી ડોકિયાં કરી કરી આપણને જોવા લાગ્યા. મારો સાદ નીકળતો ન હતો, પણ બહુ પ્રયાસે બૂમ પાડી, "ઓ વ્હાલા ! આપણે વધારે વધારે જૂદાં પડીએ છીએ." પછી પેલા ગીતની એક કડીનો મેં વિચાર કર્યો; અને તમને પ્રોત્સાહન દેવાને અને મારા જીવને આશ્વાસન આપવાને તે એક કડી ગાઇ;

"એક સદા મધુરો રસસ્વામી,
છૂપ્યો છોને અંતરજામી,
અંતરમાં છૂપ્યો તે છૂપ્યો કાં ગણું જો, સ્નેહે ના ગણું જો."

બિલોર જેવા નિર્મળ જીવનના નીરની નદી છે.” ત્યાં આપણે નીચે બેઠાં અને આરામ લીધો. આપણે આનંદથી અશ્રુ સારતાં હતાં, અને વિસ્મય થતાં હતાં અને હસતાં હતાં અને આપણે જોયું તો આસપાસ ખીલતાં ફૂલોના મંડપ પથરાઈ રહેલા છે. પછી ઓચિંતી આપણી આસપાસ ફુલવાડી રચાઈ ગઈ, અમર સુવર્ણરંગી ફુલો અને ફળો જામી રહેલાં, અને આપણે હજૂ સુધી લક્ષ નહિ આપેલું પણ તે ફુવારામાંથી ચાર દિશાએ ચાર ઝરા દડી જતા હતા. તમે કહ્યું, “આ કૈલાસ છે, અને આ ચોધારી ગંગા ચાર દિશામાં વહે છે.” મેં કહ્યું, “હા, વ્હાલા! આ સ્વર્ગ છે અને અહીં દેવો વસે છે.” એટલામાં કુંજમાંથી બે કુમારિકાના મીઠા ચહેરા દેખાયા અને મને હાથના ઈશારાથી સાદ કરી કહ્યું, “આવ, તારે હવે લગ્નનો શૃંગાર સજવો જોઇએ.” હું ઊઠી અને તેઓની સાથે ગઇ પણ...પણ......”

“મારા જીવન, પછી શું?”

તે યુવાનના ખભા પર માથું મૂકી રડવા લાગી. “હું તમને છોડી ગઈ હતી પણ ત્યાં પાછી આવું તો તમે ન મળો અને મંડપ પણ ન મળે. હું ચિંતાતુર ચિત્તે દૂર દૂર ભટકી અને મને ખાતરી હતી કે છેવટ તમે મને જડશો.”

“અને હું જડયો?”

માથું ઊંચું કરીને અને હાથ પર હાથ રાખીને તે બોલી “નહિ, પણ દૂરથી મેં વિલાપ કરતો સ્વર સાંભળ્યો પણ પાછળથી તે દેવોનાં ગીતમાં આનંદી ગીત જેવો ભળી ગયો. એ સ્વર મારા કાનમાં હતો અને હું જાગી ઊઠી.

“અને વ્હાલી! હું ધારૂં છું કે તું તારા સ્વપ્નને કોઈ પ્રકાશ માનતી હશે, અને મારે મારી નાજુક કવિબાલાને ભવિષ્યવેત્તા સમજવી જોઇએ.”

"સત્યયુગનાં લોકોને સ્વપ્ન મારફત સૂચનાઓ અપાતી, આપણને પણ કાં નહિ? શું સ્વામીના દેવો તેના સેવક નથી? અને તેની આજ્ઞાથી આપણી નિદ્રામાં તેઓ ન આવે?"

તેણે કહ્યું, "હું તો એમાંનું કશું સમજી શકતો નથી."

તેણીએ કહ્યું, "પણ—ઓ—વ્હાલા! તમે પ્રાર્થના કરો! આવા મતભેદની તલવાર આપણી વચ્ચે પડી ન હતી એ મીઠા સમયમાં તમે મને એક કવિતા સંભળાવેલી એની મધુર લીંટીઓ હું જાણે દિવસ આખો રટયા કરૂં છું.

"કદી જૂવે ના મુજ મ્હોં હવે તો,
આ જીવ માટે સ્તવજે પ્રભુને;
સ્તુતિ રચે કૈં અધિકાં હિતો જે,
સંસાર ના સ્વપ્નમહીં ય જોતો.

ઘડી ઘડીએ દિન ને નિશામાં
સ્તુતિતણો છો તુજ સાદ ઉઠે;
જેવો ફુવારા જલનો સમાજ
પ્રભામહીં ને તિમિરે ઉડે છે.

જાણી પ્રભુ જે ન સ્તવે પ્રભુને,
પોતાતણા, સ્નેહીતણા હિતાર્થે;
અહીં તહીં જીવન અંધ તેનું;
તે માનવી શું અધિકું પશુથી?"

"અને—વ્હાલા—મારો સાદ ફુવારાની પેઠે તમારે માટે પ્રભુ તરફ દિવસરાત ઉછળ્યાં કરે છે. શું એ સંભળાશે નહિ?"

દિલગીર વદને તેણે કહ્યું, "આપણે જીવનવિવાદ નહિ કરીએ. એ વાત કરતાં જ આપણ બંનેને દુઃખ થાય છે. હવેથી તારી પાસે મારે એક જ કારણ રજૂ કરવાનું છે કે "હું તને વ્હાલું છું, અને એ," ચુંબન દેઇને તેણે કહ્યું, "હું આમ સાબીત કરીશ."

પછી થોડીવારમાં ફુલવાડીમાં ફરતાં હતાં તે સૌ ઘરમાં આવ્યાં અને સ્નેહીઓની રજા લીધી. જૂદી પડી ત્યારે તે ધીમે ધીમે બોલી, " વ્હાલા ! પ્રાર્થના કરજો ! " અને ધીમે ધીમે ગણગણી.

" સ્તુતિ રચે કે અધિકાં હિતોજે
સંસાર ના સ્વપ્નમહીં ય જોતો "

કરુણાશંકર એકલો પડ્યો એટલે આરામ ખુરશી પર લાંબો થઇને સૂતો, અને તેના મગજમાં અનેક વિચારો ઘુંચાવા લાગ્યા. શારદાનું વિલક્ષણ સ્વપ્ન અને તે અવાજ પોતે સાંભળ્યાનો અજાયબ બનાવ–તેનો એને વિચાર આવ્યો; પરંતુ એ વિચારને વહેમી ગણીને તુર્ત દૂર કર્યો. પછી પોતાના ભાષણનો અને જયનો વિચાર આવ્યો અને સાથે પેલા નદીના કિનારાનું ચિત્ર ઊભું થયું. મંડળીમાં નવા દાખલ થયેલો અને વ્હાલાંના મૃત્યુથી બેહાલ બનેલો પેલો માણસ નજર આગળ તરવા લાગ્યો. તેનાં વ્હાલાનાં મૃત્યુનું મૂળ પોતે હોય એમ ઘડીભર પોતાને ઠપકો આપવા લાગ્યો. બહુ યત્ને ખાળી રાખ્યા છતાં ફરી શારદાનું પેલું સ્વપ્ન તરતરવા લાગ્યું. આધ્યાત્મિક સૃષ્ટિમાં નિત્ય વિશેષ વિશેષ ખીલતું શારદાનું હૃદય, તેની ભવ્ય અને સુંદર ભાવનાઓ, શાંત પ્રકાશથી છવાયેલું તેનું દિવ્ય જેવું દેખાતું સુંદર મુખારૂવિંદ યુવાનની દૃષ્ટિ આગળ આવવા લાગ્યાં.

તે બોલ્યો, " અહો ! સ્વપ્નનો આભાસ કેવો સાચો છે ? અમારી વચ્ચેનો જલનો પટ મોટો બને છે અને તે વરવા પ્રાણીથી ખદબદે છે ! બાકીનું સ્વપ્ન પણ શું સાચું થશે ? તેના સ્વપ્નમાં તેણે જોઇ તેવી સ્થિતિ મારા મનની શું થશે ? કદી નહિ ! એ તો અસંભવિત ! ફરજ અને સત્યથી તસુ પણ મારે ડગવું ન જોઇએ. હું સત્ય બોલીશ, પરિણામ ગમે તે આવો ! એ જ. ટેનિસન શું કહે છે ?–

"પરિણામની દરકાર કર્યા વિના સત્ય સત્ય છે તેની ખાતર જ સત્યની પાછળ ચાલવું એ ડહાપણ છે. બરાબર! આકાશ તૂટી પડે ભલે, પણ સત્ય વદવું જોઇએ અને સત્ય આચરવું જોઇએ."

કરુણાશંકરનું સ્વગત ભાષણ દિલગીરીથી શરુ થયું, પણ જયમાં વિરામ્યું. શારદાની છબી રાજ્યોની ઉથલ પાથલ કરતી અને તેમને હાંકી કાઢતી ખડી થઇ. તે મોટેથી બોલ્યો, "વ્હાલી બાલા! તારા ઉત્સાહને પ્રેરનારું કોણ છે? પેલા ભીમભટ્ટનો વહેમી ધર્મ! દર્દમય નરક, ભૂત, પલીત અને ઘાતકી ઇશ્વરને માનનારો ધર્મ! રાક્ષસી ધર્મ! હું એ માની શકતો નથી, અને માનવાનો નથી."

"શાબાસ," પોતાનો દર્દી નિદ્રામાં હશે એમ ધારીને ડૉક્ટર વૈશ્નવ બિલકુલ ગડબડાટ કર્યા વિના ઘરમાં આવ્યો, અને બોલ્યો, "બહુ જ ડહાપણ ભરેલો ઠરાવ!"

કરુણાશંકરે ઊંચું જોયું અને ડૉક્ટર વૈશ્નવનો હસમુખો ચહેરો પોતાની ઉપર પ્રકાશતો હતો: "તમે અહીં હશો એ મેં જાણેલું નહિ પણ, મારી ભાવનાને તમે અનુમત નહિ થવાના એ તો હું જાણું જ છું." તેણે કહ્યું.

"વાહ! શા માટે નહિ? એજ મારા વિચારો છે. પણ તમારી નાડી જોઇ લઉં. હવે જરા જીભ બતાવો. વાહ! બહુ જ સારું. કરુણાશંકર! તમને બહુ જલદી આરામ થઇ ગયો."

ડૉક્ટર વૈશ્નવ દર્દી પાસે બેઠો અને જરા હસ્યો. કરુણાશંકરે કહ્યું, "ત્યારે તમે પુરાણોના અને બાઇબલના નરકને નથી માનતા?"

"હું માનું છું," ડૉક્ટરે કહ્યું, "પણ એથી એમ નહિ સમજતા કે તમે હમણાં બોલેલા, એવું બધું માનું છું."

"ત્યારે કેમ? એ કાંઈ નવાઈ જેવું છે?"

ડૉક્ટરે કહ્યું, "અર્ધ કલાકની મને ફુરસદ છે. આપણે વાતો કરીશું?"

યુવાને કહ્યું, "ખુશીથી, તમે કોઈ પણ પ્રકારના નરકને માનતા હશો તો હું તમને વહેમી અને અંધ કહું છું અને તે સાબિત કરવાને તૈયાર છું."

# પ્રકરણ ૮ મું

## નરકની ઉપપત્તિ

કરુણાશંકર અને ડૉક્ટર વૈશ્નવ વચ્ચે થયેલી વાતચીત એટલી અગત્યની હતી કે તે અથથી ઇતિ સુધી અહીં નોંધી લેવા ધારું છું.

ડૉક્ટર વૈશ્નવે કહ્યું, "ત્યારે કરુણાશંકર, ઘણી વાતો સાથે સ્વર્ગની અને નરકની વાતો પણ પુરાણોમાં અને ધર્મપુસ્તકોમાં આવે છે તેની ખાતર એ પુસ્તકોને તમે ખાસ વિશેષ ધિક્કારો છો–નહિ ?"

"ધર્મ પુસ્તકો સામેની મારી તકરાર એવી છે કે લખ્યું હોય તે માની લેઇ ગુલામગીરી સ્વીકારનારાઓ માટે તેઓએ સ્વર્ગ ઠરાવ્યું છે એ સત્ય ન હોઇ શકે, અને આંખ ઉઘાડી સત્યને માની સ્વતંત્ર રહેનારાઓ માટે નરક ઠરાવેલું છે એ પણ સત્ય ન હોઇ શકે. આ બંને ભાવના બાયલાપણામાંથી જન્મ પામી છે અને એ માનનારાને બાયલા બનાવે છે."

આ દબદબાબંધ ભાષણ સાંભળીને ડૉક્ટર જરા હસ્યો, "ઠીક છે, એ હકીકતનું તમારું વર્ણન એ પ્રકારનું છે; પરંતુ ધર્મપુસ્તકોમાંથી પણ એનું એ નીકળે છે. એ કાંઇ એથી માની લેવાય નહિ. પણ તેની હાલ કાંઇ ફિકર નહિ. તમારી એ શ્રદ્ધા

છેક કારણ વિનાનો તોર તો નહિ જ હોય. નીતિની કોઇ પદ્ધતિ સંબંધે બોલતાં તો મેં પણ તમને તમારા ભાષણમાં સાંભળ્યા છે.

"અલબત્ત, સદાચારમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે."

"સદાચારમાં લોકોને યોજવા તમારી પાસે કંઈ લાલચ કે ઉપહાર છે?"

"અને એજ તમારો ઉપદેશ છે?"

"એજ."

"ત્યારે તમે પણ જો પારિતોષિક અને શીક્ષાનો વિચાર દાખલ કરીને તમારા સદાચારને અમલમાં મૂકાવો છો તો ધાર્મિક વિચાર પણ એજ રીતે કાં ન કરે? તમે કહો છો—"સદાચારી થા અને મર." એમાં તમને ફરિયાદ શા માટે હોવી જોઈએ? તમે લોકોને સાવચેતી આપો છો કે દારુડિયા માટે, જુગારી માટે, વ્યભિચારી માટે લૌકિક નરક છે; ઇશ્વર પોતાનાં બાલકોને કાં સાવચેતી ન આપે કે પાપી માટે શાશ્વત નરક છે.?"

કરુણાશંકરે કહ્યું, "તમે એવી રીતે માનતા હો—એમ કહેતા હો કે પાપમાં ન પડવાને એ માત્ર સાવચેતી છે. તો મારે કશું કહેવાનું નથી; પણ નરકની હયાતી છે એમ કહેતા હો તો મારે બહુ વાંધો છે, એ વિચાર જ અક્કલ વિનાનો ને રાક્ષસી છે."

શા માટે કરુણાશંકર? તમે એ કેમ કહી શકો? કુદરતી ક્રમની વિરુદ્ધ ચાલનારા માટે કુદરતમાં મર્ત્ય ઐહિક નરક છે એ તો તમે કબૂલ કરો છો. પછી આધ્યાત્મિક વ્યવસ્થા તોડનારા માટે અમર અધ્યાત્મિક નરક હોય એમાં શું અયુક્તિક ભાસે છે? આ સંસારના નરકને આવતા સંસારમાં ઉપાડી જવું એ જ નરકનો ધર્મ–વિચાર છે. તમે ભાવિના એ સંસારને ભલે ન માનો. એને આપણા હાલના સવાલ સાથે કાંઇ સંબંધ નથી."

કરુણાશંકરે કહ્યું, "હા, પણ આ સંસારનાં દુઃખ તો ખરાબ કૃત્યનું પરિણામ માત્ર છે; એ કાંઇ અનિયંત્રણ સ્વચ્છન્દ જુલ્મી દંડ નથી."

"અને ભાઈ! આવતી દુનિયાના નરકનું પણ એમ જ છે, એ પણ ખરાબ કૃત્યનું પરિણામ માત્ર છે. દેવોનું સ્વર્ગ તેઓની ભલાઈનું પરિણામ છે; રાક્ષસોનું નરક તેઓની બૂરાઈનું પરિણામ છે. જે વ્યવસ્થા આ દુનિયામાં છે તેજ આવતી દુનિયામાં છે."

"પણ એક ક્ષણના પાપ માટે શું ઇશ્વર શાશ્વત દંડ આપે? એ શું ઇન્સાફ છે?"

"એ ઇન્સાફ નહિ જ; પરંતુ ક્ષણના પાપ માટે દંડ શાશ્વત છે એમ કયો ધર્મ કહે છે?"

"ત્યારે હું બધું બહુ જ ઊંધું સમજ્યો છું!" કરુણાશંકર જરા દિમાકથી બોલ્યો, "અમે કહીએ છીએ કે માણસ દારૂ પીએ તો હેરાન થાય. પરંતુ એ દારૂ પીતો અટકે ત્યારથી તેની હેરાનગતી પણ બંધ થાય. હવે ધર્મ પુસ્તકોમાં એવી છૂટ આપેલી હોય એવું હું તો જાણતો નથી."

ડૉક્ટર વૈશ્નવે કહ્યું, "કદાચ નહિ જાણતા હો; પણ તમે એ પુસ્તકો કાંઇ દોડધામમાં વાંચી નાખ્યાં હોય એમ લાગે છે, આનો અર્થ શું?—'દુષ્ટ પોતે આચરેલી દુષ્ટતાથી પાછો ફરે અને યુક્ત ધર્માનુસાર વર્તે તો પોતાના આત્માને સજીવન રાખી શકે.' હવે આ ઇશ્વરની સાર્વલૌકિક વ્યવસ્થા છે. એમાં કાંઇ જ પરિચ્છેદ કે મર્યાદા મૂકવામાં આવેલ નથી. એ વ્યવસ્થા, આ તેમજ આવતી દુનિયાના માનવી માટે સમાન છે. દુષ્ટતા સાથે જ દર્દ છે. દુષ્ટતાથી દૂર થવાયું કે પછી શાન્તિ છે. નરકનું પ્રત્યેક દુઃખ તુર્તજ કરેલી દુષ્ટતાનું પરિણામ છે; ત્યાં પણ તેનું પાપ બંધ થાય છે કે દુઃખ બંધ થાય છે."

કરુણાશંકર ગુંચાયો નહિ. એથી કાંઈ વિશેષ એ જાળમાં સપડાવા લાગ્યો. વાતચીતનો રસ મીઠો લાગતો ન હતો. સંવાદ પ્રતિકૂળ દિશામાં વહી જતો હતો. વિશેષ જાણીતા માર્ગે ચડી જવાને સાહસિક પ્રયાસ કરવો જોઈએ એમ તેને લાગ્યું. જે માર્ગે ચાલતાં પોતાની હંમેશાં જીત થતી એ માર્ગ આજે ક્યાં ગુમ થઇ ગયો ? અર્જુન પેઠે પોતે સવ્યસાચી નહતો; એટલી તો તેને ખાતરી થઇ અને ટેવાઈ રહેલા જમણા હાથમાં ફરી તીર લીધું.

તેણે કહ્યું, “ હવે ડૉક્ટર વૈશ્નવ, આપણે સાચે સાચી વાત ખુલ્લા દિલથી કરવી જોઇએ. ધર્મપુસ્તકોમાં નરકની કેવી વાતો લખેલી છે એ તમે જાણો છો. એ એટલી બધી ત્રાસદાયક છે કે આખી દુનિયાનાં મન ભયભીત થઇ ગયાં છે. માનવંતો બીડ (Bede) બાઈબલમાં તેણે વાંચેલું તે ઉપરથી કહે છે–‘ ચાર ચાર વજ્રની જીભવાળા સેંકડો મહાન વક્તાઓ પૃથ્વીની શરુ-આતથી પૃથ્વીના અંત સુધી બોલ્યા કરે, તો પણ નરકના સંતાપ વર્ણવી શકાય નહિ; ડેન્ટીનું નરક (Inferno) વાંચો. તે લખે છે; ‘ કોઈ પણ તારાના પ્રકાશથી રહિત એવી હવામાં અહીં વેદનાની લાંબી ચીસો અને વિલાપ સંભળાય છે, કે દાખલ થતાં જ હું રડી પડયો.’ આ મહાન કવિ પોતાના ધર્મપુસ્તકથી અજાણ્યો ન હતો. અગ્નિની ભઠ્ઠીમાં જળ્યા કરવાનું તો ત્યાં છેજ. શું એ બધું ધર્મપુસ્તકોમાં નથી લખ્યું ? ”

“ લખ્યું છે, પણ એ જરા વિચાર કરીને વાંચવું જોઇએ. ડેન્ટી શાન્ત રહીને જોઈ શક્યો હતો અને તેથીજ નરકના દરવાજા પર એક લેખ વચ્યાનું તે કહી શક્યો છે. ‘ મને ઉછેરવાનું કાર્ય ઈશ્વરી શક્તિનું, વૈદુષ્યનું, અને આદ્યસ્નેહનું હતું.’ એ લેખનો અર્થ આપણે સમજવો જોઇએ. વળી, શેલિ કવિ તમને બહુ પ્રિય છે. એ શું કહે છે ? તે કહે છે–“ પાપી હૃદયો હિતને પોતાના સ્વભાવ જેવું બનાવી દે છે.......પાપી કશું હિત

પામી શકતો નથી.' નરક કેમ હશે તેનો ખ્યાલ તમને આ લીટીઓ પરથી પણ આવવો જોઈતો હતો. સ્વીડનબોર્ગનું તો તમે કદાચ નામ પણ નહિ સાંભળ્યું હોય. તે બહુ મોટા પુરુષ છે અને આવી જ વાતો તેણે લખેલી છે; અને જોઈને લખી છે, એવો તેનો દાવો છે. તે લખે છે—'મનુષ્યમાં પાપ એ તેની અંદર નરક છે...... મનુષ્ય પોતાના પાપનું કારણ છે તેથી તે પોતે પોતાને નરકમાં નાખે છે, ઈશ્વર નહિ.' આ વાત પણ તમે સમજશો અને તમને વ્યાજબી લાગશે. પણ એ વાતો આપણે પછી કરીશું. તમારો સવાલ તો અગ્નિની ભઠ્ઠીનો છે—નહિ?"

"હા."

"મારે તમને પૂછવું પડશે કે આધ્યાત્મિક સૃષ્ટિમાં અર્થાત્ દ્રવ્યસૃષ્ટિમાં નહિ, પણ માનસિક સૃષ્ટિમાં બળે છે એ ક્યા પ્રકારનો અગ્નિ તમે સમજો છો? જીવને કુદરતી ગદાથી તમે મારી શકો નહિ, કે કુદરતી તલવારથી કાપી શકો નહિ, તેમ જ કુદરતી અગ્નિથી જીવને બાળી શકો નહિ. આ પ્રમાણે પ્રથમ તો એ સમજવું જોઈએ કે આધ્યાત્મિક સૃષ્ટિમાં બળતો અગ્નિ આધ્યાત્મિક છે. પછી આધ્યાત્મિક અગ્નિ શું છે એ સમજવું જોઈએ; અને મારે તમને બતાવવા યત્ન કરવો જોઈએ, કે જીવમાં બળનારો એ અગ્નિ છે, અને એ અગ્નિ સ્નેહ છે આપણે સાધારણ વાતચીતમાં નથી બોલતા કે અમુક માણસ સ્નેહથી અથવા કામ જે અવ્યવસ્થિત સ્નેહ, સ્નેહ છે તેથી બળે છે? 'સ્નેહાનલ' 'કામાનલ'—એ શબ્દો બહુ સાધારણ છે. જે કોઈ કામાનલમાં પડેલો છે તે અગ્નિની ભઠ્ઠીમાં જ પડેલો છે અને તેમાં પડ્યો પડ્યો અગ્નિથી ખવાઈ જાય છે. હું કહું છું તે સ્પષ્ટ તો છે કે?"

"બરાબર સ્પષ્ટ, પરંતુ એ બાબતમાં તમારું મત મારે શા માટે સ્વીકારવું જોઈએ એ હું સમજી શકતો નથી. હું કહું છું

તે જ પ્રમાણે હજારો મોટા મોટા ધાર્મિકોના વિચાર છે. શું મારે એમ સમજવું કે એ બધા જૂઠા અને તમે એક જ સાચા ?"

ડૉકટર વૈશ્નવે હસીને કહ્યું, "વાહ કરુણાશંકર ! આ તમને છાજતું નથી. બધા મહાન વિદ્વાન ધાર્મિકોના મતને પેલા ભાષણમાં તોડતા હતા એ તમે જ કે ? લાખો માણસો લાખો વર્ષોથી માનતા આવ્યા છે તેની સામે સાહસિક તર્કવાદીઓની નાની સરખી મંડળી ઊભી કરનારા પણ તમે જ કે ? આપણે સત્યની વાત કરશું કે સંખ્યાની ?"

કરુણાશંકર ઝાંખો પડી ગયો. તેણે કહ્યું, "માફ કરજો ડૉકટર વૈશ્નવ ! આપણે સત્ય જ શોધવાનું છે."

"હું એમ જ ધારતો હતો. તમે જુવાનિયા, ઉમંગી સુધારાવાળા, શીખવો છો કે દુરાચારી લંપટ પોતાના દુર્વ્યસનમાં પડે છે ત્યારે કામાનલમાં પડે છે અને બળતા જાય છે. યાદ રાખજો કરુણાશંકર, કે હું તમને મૃત્યુ પછીનું જીવન કબૂલ કરવા હાલ કહેતો નથી. મારી વાત ધ્યાનમાં રાખીને હું એટલું જ વિચારવા કહું છું કે તમારી નીતિ જે નરકની અહીં વાત કરે છે, તેનાં તે જ નરકનો ધર્મ વિચારે માત્ર વિસ્તાર કર્યો છે કે બીજું કાંઈ ? એક નરકનો તમે વાંધો લેતા નથી તો બીજાનો શા માટે ?"

કરુણાશંકરે કહ્યું, "બધી બિના તમે એમ જ પતાવી દેતા હો તો મારે કાંઈ કહેવાનું નથી."

"પતાવી દેવું ? મેં શું પતાવી દીધું એ મહેરબાની કરીને કહો કરુણાશંકર !"

"કેમ 'આધ્યાત્મિક અગ્નિ 'ને એવી તેવી નવી વ્યાખ્યાઓથી એ પતી જાય છે."

"એ ઠીક કરુણાશંકર ! કુદરતી અગ્નિ કુદરતી પદાર્થો સિવાય કશાને બાળી શકે ? કુદરતી નથી એવા કશાને કુદરતી

અગ્નિ બાળી શકે ? આનો વિચાર કરો અને સમજશો કે મેં કશું પતાવી દીધું નથી પણ થોડું ઘણું સમજાવ્યું છે. ”

કરુણાશંકરે અગ્નિના આવા સરળ પ્રકટ પ્રકારનો અગાડી કદી વિચાર કરેલો નહિ તેથી, અને સંવાદમાં જૂઠે જ માર્ગે પોતે ચડી ગયો તેથી તે ચીડાયો. તેને ખાતરી હતી કે ધર્મના વિચારો જૂઠા અને વહેમી છે, અને તે હકીકત તેણે ગમે તે રીતે પકડી રાખવી જોઇએ. તેણે કહ્યુ, “ તમારાં કારણો તોડવાનું હાલ મારાથી બની શકતું નથી. તોપણ મેં ધર્મપુસ્તકો થોડાં જોયાં છે. પેલી ધર્મરાજની અને યમરાજની ભયંકર સભાઓ અને તેઓના તાત્કાળિક ઇન્સાફ, એ ઇન્સાફ પ્રમાણે માનવીના જીવના વિભાગો થાય અને ક્રૂર યમદૂતો લાખોને અગ્નિના કુંડમાં ફેંકી દે—એ બધું શું ? વિભાગ છે, શીક્ષા છે, અગ્નિના કુંડ છે, શાપ છે—અને એ બધું ઇશ્વર તરફથી છે ! આ બધા ચિત્રથી મનુષ્ય હૃદયમાં જે ત્રાસ પેદા થાય છે તે માટે તમારે શું કહેવાનું છે ? ”

ડૉક્ટરે કહ્યું, “ મેં કહ્યું તેમાં આ બધા પ્રશ્નોના ખુલાસા થઇ જાય છે. પણ તમે એના ઉપર અત્યારે લક્ષ્ય આપવા ખુશી નથી તો હું થોડું વધારે કહીશ. ધર્મરાજા અને યમરાજાની વાતો સમજવી અઘરી નથી. એ તો પ્રભુની એકની એક શક્તિ, પુણ્યને સુંદર દેખાય છે અને પાપને વરવી દેખાય છેઃ એટલું કહેવું હાલ બસ છે. વિભાગ સંબંધે તમારી મુખ્ય તકરાર છે. વિભાગ થાય છે એટલી હકીકતથી જ સમજાય છે કે ભલાં અને ભૂરાં બધાં સાથે મળેલાં હતાં. શું તમને નથી લાગતું કે ગમે તે સ્થિતિમાં ભલાં ભૂરાંથી અને ભૂરાં ભલાંથી દૂર રહેવા માગે છે ? અહીં પૃથ્વી પર આપણાથી બની શકે તેટલો આ વિભાગ આપણે અમલમાં મૂકીએ છીએ. ભલાં, ધર્મમંડળીઓ, વિચાર મંડળીઓ—એવી મંડળીઓ પાડીને ભૂરાંથી વિભાજીત રહે છે. આ દુનિયામાં અપૂર્ણ વિભાગ હોય છે તો આવતી દુનિયામાં—અનન્તકાળ વસવાનું છે ત્યાં—પ્રભુની કૃપા

ભલાંની તેમ જ બૂરાંની ખાતર સ્પષ્ટ સંપૂર્ણ વિભાગે પાડી છે એ શું પ્રભુની કૃપાને છાજતું જ સર્વ નથી ? ટૂંકામાં દેવનું સાંનિધ્ય રાક્ષસ સહી શકતો નથી, અને રાક્ષસનું સાનિધ્ય દેવ સહી શકતો નથી. હવે, કરુણાશંકર ! આમાં તમને શું લાગે છે. ?"

"એ તકરાર હું જતી કરૂં છું. બીજી તકરારની વાત કરો. પેલો શાપ અને તૈયાર કરેલો અગ્નિ."

"ખુશીથી. ભલાઈના આનંદનો નિષેધ એ જ શાપ. પવિત્ર તેજસ્વી સ્નેહ, સંપ અને અન્યોન્ય મમતા એ દેવોનો આનંદ છે. દેવો અને દેવોનો સ્વામી આવા આનંદથી વિદૂર રહેવું તેને શાપ કહે છે. એથી એમ ન માની લેવું જોઇએ કે તેનાથી વિદૂર થયેલાં પોતે પણ એમ જ સમજે છે. તમારી નીતિની દૃષ્ટિથી દુરાચારી, વ્યભિચારી, જુગારીને તમે શાપિત કહો છો, પરંતુ તેઓ તો પોતાના શાપમા મઝા લે છે; અને બૂરા માર્ગને સુખ સમજે છે. તો પણ સત્ય શીલતાના, ન્યાયિતાના દ્રષ્ટિબિન્દુએથી જોતાં, તેઓનું જીવન પ્રભુ જાહેર કરે છે તેવું શાપિત છે. એમાં કાંઇ વાંધો લેવા જેવું છે ?"

"હું જોઇ શકું છું કે એ બધું તમારા સિદ્ધાંતને બરાબર બંધબેસતું છે. તો પણ એક સવાલ રહેશે."

"શું ?"

"કે ઇશ્વર ગમે તે માનતો હોય અને સત્યશીલતા ગમે તે કહેતી હોય, છતાં પાપી તો પોતાની દ્રષ્ટિએ નરકમાં પરમ સુખી જ છે. તો તમે પાપને અટકાવવા ખરૂં જોતાં જ કાંઇ જ કહેતા નથી."

ડૉક્ટરે કહ્યું, "એ સવાલ તમે પૂછી શકો ? મૃત્યુ પછી કાંઈ જ નથી એમ કહીને તમે શું વિશેષ કહો છો ? છતાં નરકમાં પરમ સુખ નથી. પ્લેટો પાપી માટે એક હકીકત કહે છે તે તમે

વાંચી હશે. પાપીને પોતાના રાજ્યમાં ન રહેવા દેવાના કારણમાં તે કહે છે કે "પાપી પ્રથમ પુણ્યશાલીને ખાઈ જાય છે, અને પછી પાપી પાપીને ખાવા લાગે છે. સ્વાર્થ અન્યને જીરવી શકતો નથી." તે કહે છે કે "પાપીનું રાજ્ય થાય તો રાજ્યનો નાશ થાય. આમ નરકનો રાજા શયતાન નથી, પણ પ્રભુ જ છે. નરકના જીવ સ્વર્ગના દેવોને તો હાનિ કરી શકતા નથી, પણ એક બીજાનો દરેક જીવ નરકમાં નાશ ઇચ્છે છે. તેઓનો પાપી સ્વભાવ અમુક હદમાં રહી શકતો નથી અને અન્યને હાનિ કરવા જતાં સખત દંડ સહન કરવા પડે છે. એ નરકમાં દુઃખ છે. વળી દરેક ક્ષણે અન્યનો નાશ ઇચ્છવો અને કોઈ પોતાનો નાશ કરશે એવા ભયમાં રહેવું એ પણ દુઃખ છે હવે જોઇ શકશો કે નરકમાં તમે કહો છો તેવી મૃત્યુ પછીની ગાઢ નિદ્રા જેટલું પણ સુખ નથી. પ્રભુની કૃપાથી એટલું માત્ર છે કે નરકનો જીવ અન્યને હાનિ કરવા જતો નથી ત્યાં સુધી દુઃખી નથી."

"એ પણ ઠીક બંધ બેસતું ચોકઠું છે."

ડૉક્ટર વૈશ્નવે વાત શરુ રાખી, "હવે આપણે તૈયાર કરેલા અગ્નિની વાત કરીએ. નરકના જીવ માટે પણ પ્રભુએ સોઈ રાખી છે, તેમાં કશો બાધ લાગે છે? ઈશ્વરી કૃપાનું નિર્માણ છે કે, પાપી પણ આશ્રય રહિત ન રહે. જેઓ સ્વામીના ગોત્રજમાં વસી નથી શકતાં તેઓ માટે તે આશ્રયસ્થાન બનાવે છે. સ્વર્ગ સહન કરી શકતાં નથી તેવાં માટે નરક એ આશ્રયસ્થાન છે. દેવોનાં જીવનનું મહાન ઓજસ પાપી શી રીતે સહન કરી શકે? તેઓ દેવોની શીતલ પવિત્રતાથી પાછાં ફરી જાય છે, અને પોતાના કામાનલના ધખતા અંગારામાં ઝંપલાવે છે: તેઓની કામકૃપણતાથી તેઓને દંડ મળે એ અપરિહાર્ય છે. વસ્તુ વ્યવસ્થામાંથી જ એ દંડ ઉદ્‌ભવે છે, પ્રભુની ઇચ્છાથી નહિ. સ્વામી તો સ્નેહથી પુકારીને કહે છે—

"હું જીવું છું તેથી પાપીના મૃત્યુમાં મને આનંદ નથી. પરંતુ પાપી સાચા માર્ગથી ફરી જાય છે, અને પાપમાં જીવે છે. તમારા પાપી માર્ગથી તમે પાછાં ફરો, તમે પાછાં ફરો, કેમકે તમે શા માટે મરશો, ઓ માનુષી કુટુંબ?" મારે કહેવું જોઇએ કે એ જ સ્નેહનો, મમતાનો, દયાનો પુકાર નરકની ખીણેખીણમાં સતત ગર્જ્યા કરે છે, પણ નિરર્થક–અફસોસ નિરર્થક."

આ નાના ભાષણથી કરુણાશંકરનું લક્ષ્ય એ વાત પર ચોંટી ગયું. તેના હૃદયમાં રસજાગૃત થયો. ક્ષણવાર કોઇ મહાન સત્તા નીચે તે આવી પડ્યો હોય, મ્હોં બંધ થઇ જતું હોય એવું તેને ભાન થઈ આવ્યું. વિવાદની લાગણી ગુમ થઈ ગઇ હોય એમ તે મૌન બેસી રહ્યો.

આખરે તેણે કહ્યું, "આ વાત એટલી બધી નવી અજાણી અને ઓચિંતી આવી પડી છે કે અગાડી કેમ ચાલવું એ મને સૂજતું નથી. જે કાંઈ કારણસર છે, મનુષ્યસ્વભાવ સાથે સુરીલું છે કે સ્નેહ સાથે મેળમાં છે તે કશાથી મારો વિરોધ છે જ નહિ. કુદરતથી વિરુદ્ધ–સ્નેહથી વિરુદ્ધ–તેની સાથે જ મારી તકરાર છે. ઇશ્વરના સ્વચ્છંદથી, જુલ્મી હુકમથી, શ્રદ્ધા ન રાખનારાં માટે તેઓને રીબાવા ઉત્પન્ન થયેલું નરક, સ્નેહથી, સદ્‌ગુણથી વિરુદ્ધ છે; અને તે હું માની શકતો નથી."

ડોક્ટર વૈશ્રવે ઉત્તર આપ્યું, "અને એવા નરકથી તો તમારી લાગણીઓ જેટલો જ મારી લાગણીઓને પણ ત્રાસ થાય. તમે નરકનો જે વિચાર બાંધ્યો છે, તે પાછળથી લખાયેલાં પુસ્તકો અને વાતો ઉપરથી બાંધ્યો છે. કોઈ પણ સાચા ધર્મપુસ્તકમાં એવું અઘટિત હોય જ નહિ. ધર્મ વિચારનું નરક, શ્રદ્ધા ન રાખનારાં માટે નહિ પણ પાપી માટે છે. માનવીની માન્યતા પ્રમાણે તે સ્વર્ગમાં કે નરકમાં મૂકાય છે. કદી અટકે નહિ એવાં

ખૂરાં કાર્ય શાશ્વત વિપક્રમોને ઉત્પન્ન કરે છે, કદી ખૂટે નહિ એવાં ખૂરાં કાર્ય શાશ્વત દાવાનલને પ્રકટે છે. ખૂરાં કાર્યથી જ અંધારની શ્યામતા ઉદ્દ્ભવે છે. આ દુનિયામાં કે આવતી દુનિયામાં ખૂરાં કર્મ કરવામાં આવે, તે કર્મજ પોતાનાં ખૂરાં ફળને ખેંચી લાવે છે, અને કર્મ કરનારને તે ચાખવા પડે છે. અસત્ય વિપક્રમી છે, કામ અગ્નિ છે, અને અંધાર એ અંધ હૃદયની કાળી રાત્રી છે. કર્મ સ્નેહનાં છે અને સ્નેહ એજ માનવી છે. ભલા અથવા ખૂરા સ્નેહની અવસ્થાને અનુસાર સ્વર્ગ–નરકની અવસ્થાઓ માનવી માટે ઘડાય છે અને ઘડનારો માનવી પોતે જ છે. પ્રભુના સ્વતંત્ર સ્નેહને ઝીલી શકે તેટલા માટે પ્રભુએ માનવીને સ્વતંત્ર રાખ્યું છે, કેમકે પરતંત્રતા સ્નેહ ઝીલી શકતું નથી. હિત બધું પ્રભુનું છે, ખૂરાઈ બધી અહંકારની છે; અને તેમ છતાં પ્રભુ સુકૃત કે દુષ્કૃત કશું બળાત્કારે આપતો નથી. સૂર્ય જેમ માત્ર અગ્નિ છે, તેમ પ્રભુ તો માત્ર સ્નેહ છે; એટલે નરક પર તેની દયા હોય એમાં નવાઇ જેવું નથી, પરંતુ પ્રભુની દયા બળાત્કાર કરતી નથી, કેમકે બળાત્કારથી સ્નેહનો નાશ થાય છે. હવે તમે જોઇ શકશો કે પ્રભુની દયા છતાં નરક પણ ટકી રહ્યું છે.”

વિસ્મયતાથી કરુણાશંકર શાન્ત બેસી રહ્યો. ધર્મ સંબંધે તેની સામે વાત કરનારને તે આજસુધી સહેલાઈથી જીતી જતો હતો. આજે પોતા ઉપર કોઇએ જય મેળવ્યાનું ભાન તેને થયું. તો પણ તેને અંતરમાં લાગ્યા કરતું હતું કે પોતે સાચો હતો; અને આ નવી હકીકતને તોડવાને, વિચારની અને સાધન એકઠાં કરવાની આપેક્ષા હતી. શું પોતાના વ્હાલા લેખકો બધા જ જૂઠા હોય ? શું શેલિ જૂઠો ? શું ડાર્વિને બધાં ચીંથરાં ફાડયાં હતાં ? શું વિચારવું તેની સમજણ પડી નહિ. ડોકટર વૈશ્યે તેની અનિશ્ચિતતા જોઇ લીધી અને તે ફરીથી બોલવા લાગ્યો.

"ધર્મ પુસ્તકો પ્રભુની કૃપા સંબંધે-પ્રભુના સ્નેહ સંબંધે વારંવાર એવું એવું કહે છે કે વાંચતા વાંચતાં માનવી પીગળી જાય, અને એવી કૃપાને કેમ યોગ્ય થવું તેના વિચારમાં પવિત્ર ઋષિઓ પણ સ્તબ્ધ થઈ જાય. એ વાંચ્યા પછી કોણ પોતાને પાપી નહિ માનતું હોય? તમે જૂઓ—ટેનિસન કવિનું હૃદય ગળી ગયું હતું ત્યારે એવી જ કોઈ ક્ષણે તેને લાગી આવ્યું છે કે 'તેનાં પુણ્ય પણ પ્રભુની કૃપા પાસે મૂકતાં પાપ જેવાં જ છે; અને તે પોતાનાં પાપ તેમ જ પુણ્ય માટે પણ પ્રભુ પાસે ક્ષમા યાચે છે.' પરંતુ એ વાક્યો ઉપર તમે કાંઇ જ લક્ષ્ય આપ્યું નથી. આપ્યું હોત તો નરક પર પણ પ્રભુની કૃપા છે એ જોઇ શકત. મારે ફરી ફરીને કહેવું જોઇએ કે ખૂરાં તરફ પણ પ્રભુનો સ્નેહ છે અને તેથી જ નરકની હયાતી છે. મેં કહ્યું હતું તેમ સ્વર્ગને સહન ન કરી શકનારાં માટે એ બનાવેલું છે. કુદરતમાં ગરુડ માટે સૂર્ય છે અને ઘુવડ માટે રાત્રી પણ છે. તમે તમારા મધુરવા પક્ષી માટે સુવર્ણનું પિંજર બનાવો છો, ઘોડા માટે તબેલો બનાવો છો અને ડુક્કર માટે વાડો પણ રાખો છો. એ જ પ્રમાણે સ્વર્ગ અને નરકનું પણ. જેને માટે તમને બહુ બોલતાં મેં સાંભળ્યું છે એ હિતને, સત્યને અને સૌંદર્યને ચાહનારાં ગરુડ માટે હિત, સત્ય અને સૌંદર્યથી ભરપૂર સ્વર્ગ છે; પાપને, અસત્યને અને ગંદકીને ચાહનારા નારકી જીવ માટે ગંદુ અને વરવું નરક છે. કુદરતમાં કેટલાંક ગંદા પ્રાણી ગંદકીમાં જ જીવે છે, તેને સુઘડતામાં મૂકાય તો ચીસ પાડી નાસી જાય કે મરી જાય; તેમ જ નારકી જીવને સ્વર્ગમાં લેઈ જતાં બને. વિષકૃમીનો આનંદ વિષમાં છે અને તેથી વિષમાં જીવે છે. જેવો સ્નેહ તેવો આનંદ: અને તેવું જીવન."

કરુણાશંકરે કહ્યું, "મારા સ્વપ્નમાં પણ ન આવેલી વાતો આમ શાન્ત વિશ્વાસથી માની અને કહી શકો છો તેથી ખરેખર

હું તાજુબ જ થાઉં છું કેવા ઉંડા પેરે વાતો કરો છો? મને તો પ્રથમ અનન્તતાના વિચારથી જ ગભરાટ થાય છે. અનન્ત શીક્ષા! કેમકે એ શીક્ષાનો અન્ત તમે બતાવી શકતા નથી. તમારા મત પ્રમાણે નરકના વાસી માટે શું કશી જ આશા નથી?"

"એ કાંઇ મારું મત નથી. મેં તો સર્વવ્યાપી ક્રમ જે પ્રત્યેક માનવી પોતામાં જોઇ શકે તેની માત્ર વાત કરેલી છે. પણ તમે પૂછો છો–"શું કશી જ આશા નથી?" મેં શું કહ્યું હતું એ તમને યાદ છે? દુષ્ટ પોતે આચરેલી દુષ્ટતાથી પાછો ફરે, અને યુક્ત ધર્માનુસાર વર્તે તો પોતાના આત્માને સજીવન રક્ષી શકે. હવે આ ઇશ્વરની સાર્વલૌકિક વ્યવસ્થા છે. આ કે આવતી દુનિયામાં પાપી માનવી જ્યારે પાપથી પાછો ફરે, ત્યારે નરકથી પણ પાછો ફરે છે; કેમકે નરક માત્ર પાપનું પરિણામ છે. આધ્યાત્મિક સૃષ્ટિમાં આંતરો શી રીતે છે એ તમે સમજશો તો આ વાત તુર્ત જ સમજી જશો. અહીં તમે અને હું બે, ચાર, દશ, વીશ ગાઉ દૂર હોઇ શકીએ, આપણે બે એક જ વિચારના દૃઢ મિત્રો હોઇએ; છતાં તમે અમેરિકામાં અને હું અહીં એમ સામ સામે પગ રાખીને ઊભા રહી શકીએ. આધ્યાત્મિક સૃષ્ટિમાં એમ બની શકતું નથી; કેમકે એ સૃષ્ટિ સ્નેહની સૃષ્ટિ છે. ત્યાં સ્નેહની અનુકૂળતા પ્રમાણે સંયોગ અને સ્નેહની પ્રતિકૂળતા પ્રમાણે વિયોગ રહે છે. આમ હોવાથી જ નરક સ્વર્ગથી દૂર–એટલું બધું દૂર કે છેક ઉલટું છે. નરકના જીવની પીઠ પ્રભુ તરફ છે અને દેવની છાતી પ્રભુ તરફ છે. આવી સ્થિતિ પણ સ્નેહની સ્થિતિને લીધે જ છે. પાપ તરફથી પુણ્ય તરફ સ્નેહ ફરે, તો નરક તરફથી પ્રભુ તરફ છાતી ફરે, અને એટલું થતાં જ નરકનો જીવ, સ્વર્ગનો જીવ બની જાય. આધ્યાત્મક સૃષ્ટિનાં આંતરો સ્નેહની જૂદી જૂદી સ્થિતિઓ છે એ હવે તમે સમજ્યા હશો; અને તેથી પ્રભુ તરફ કે પાસે, અથવા પ્રભુથી ઉલટું

કે દૂર બનવું, એ સ્નેહમાં તેવું બનવું છેઃ એ પણ સમજ્યા જ હશો. પાપ ગયું કે નરક ગયું—એ હવે સ્પષ્ટ છે."

"પણ તેઓ ખરેખર એ પ્રમાણે પાપથી ફરે છે? નરકથી શું ખરેખર મુક્ત થાય છે? તમે શું માનો છો?"

"એમાં તો મારે એટલું જ કહેવાનું છે કે પાપી જીવને તેના વાસનો તેના ગંદા સ્નેહને લીધે અને અભ્યાસ પડી ગયેલો હોય છે કે તમને કે મને નરક ગમે તેટલું ગંદુ લાગે, છતાં તેને તે છોડવું કદી રુચતું જ નથી. પોતે ઉત્પન્ન કરેલા કામાનલમાં તેઓની એટલી બધી આસક્તિ હોય છે કે તેને છોડી જવાનું તેને કદી મન થતું નથી."

"શારદા વારંવાર બોલતી તે કરુણાશંકરની સ્મૃતિમાં આવ્યું, અને તે બોલ્યો, "ત્યારે તમારા મત પ્રમાણે તે બધું સ્નેહ-સ્નેહ-સ્નેહ જ છેઃ સ્વર્ગમાં પણ સ્નેહ છેઃ નરકમાં પણ સ્નેહ છે!"

ડૉક્ટર વૈશ્નવે કહ્યું, "તમે સાચું કહો છો!"

ખુરશી પર પીઠ નાખી દઈને કરુણાશંકર બોલ્યો, "કોઈ યુવાન બાલા તમે આવ્યા પહેલાં મને મળવા આવેલી; તેના સ્વપ્ન જેવું જ આ બધું ભાસે છે. મેં તેને કહેલું કે, તેની મઝા લેવાને આપણે ઉંઘી જવું જોઈએ. પણ અત્યારે તો મારા અવયવે અવ-યવ જાગૃત છે."

"તેથી ખરેખર મને બહુ આનંદ છે." ડૉક્ટરે ઘડિયાળ જોઈને કહ્યું, "ખરેખર વખત ઉપર દશ મિનિટ થઈ ગઈ. મારે નાસી જવું જોઇએ. શાન્ત રહેજો. બહુ વિચાર કરતા ના. થોડી દ્રાક્ષ લઈને દામા ભગતને ફરી મોકલું?"

કરુણાશંકર જરા હસ્યો, પણ તેણે ઉત્તર આપ્યો નહિ. સત્ય ઉપરના તેના સ્નેહની ખાતર, તે મોટી બડાઈ મારતો હતો, પણ

તેને ડર લાગ્યો કે એ પોતે જૂઠો હોય અને ડૉક્ટર વૈશ્નવ સાચો હોય. અહંકારનું પિંજર કેટલું બધું મજબૂત! કેટલું બધું ક્રૂર! તે–કરુણાશંકર–સમાજને બોધ આપનાર તરીકે અગાડી આવી ઊભો હતો; અને સમાજને દોરવા હાથ લાંબો કર્યો હતો! તે પોતાના અંતઃકરણમાં પણ શી રીતે કબૂલ કરી શકે કે અંતે પોતે માત્ર કંગાલ અને અંધ જ ભોમિયો હતો?"

# પ્રકરણ ૯ મું

## પાપેષણા

આપણા યુવાન મિત્રે ડૉક્ટર વૈશ્નવનાં કારણોને અને દામા ભગતની વાતચીતને પોતાના મગજમાંથી દૂર ફેંકી દેવાને બનતી કોશીષ કરી, તેમાં મારા કેટલાએક વાંચનારાને આશ્ચર્ય થશે નહિ. આ કાર્ય વિશેષ સંપૂર્ણ થયું, કેમકે તે બરાબર સાજો થયો ને પોતાના સોબતીઓ–સાહસિક તર્કવાદીઓ સાથે મળવા લાગ્યો. ફરીથી જૂનાં કારણો પૂર્ણબળથી વપરાવા લાગ્યાં, અને ભાષણો ચાલવા લાગ્યાં. એ કારણોના–એ ભાષણોના અને તાળીઓ અને જયગર્જનાઓના ધ્વનિથી નવા વિચારના મન્થનથી કરુણાશંકરને જે દુઃખ થયું હતું તે દૂર થઇ ગયું.

તેની ગેરહાજરીમાં મંડળીમાં કેટલાંએક દાખલ થયેલાં તેમાં પેલા 'ઇશ્વર નિષેધક'ની વહુ અને વીશ વર્ષના વયની પુત્રી પણ દાખલ થએલી. એ યુવતી ભભકાદાર સ્વભાવની પ્રગલ્ભ, સ્વચ્છંદી, જુસ્સાબંધ બોલનારી અને મેટ્રીકની પરીક્ષામાં પસાર થએલી હતી. સ્ત્રી–પુરુષે અન્યોન્ય કેમ વર્તવું તે સંબંધે અને સ્ત્રીના હક્ક સંબંધે તેના પોતાના ખાસ જૂદાજ વિચારો હતા. તે ભરેલા શરીરની અને ખુબસૂરત છોકરી હતી. લજ્જા–મર્યાદા તેના સ્વભાવમાં થોડાં હતાં. અન્ય તરફ માનબુદ્ધિ પણ બહુ ન હતી; અને ગલાલ

આપવા હંમેશાં તત્પર રહેતી. સ્ત્રીઓના વહેમી સ્વભાવનું અને લજ્જાનું તે ટોળ એટલું તો સારું કરતી કે સાહસિક તર્કવાદીઓને હસ્યા વિના ચાલતું જ નહિ. કરુણાશંકરનું હૃદય તે યુવતી તરફ ખેંચાય તેમાં નવાઇ ન હતી. તેણી જે કાંઇ બોલતી તે તેની કર્ણેન્દ્રિય સારુ. તેણી જે કાંઈ વાંચતી તે તેને સંભળાવવા સારુ, તેણી અભ્યાસ કરતી તે તેને રુચે એવાં પુસ્તકોનો, અને તેણીના ધર્મ ઉપરના અને રાજ્ય ઉપરના બધા વિચારોનો પાયો તે તેના વિચાર ઉપરથી ચણતી. આવી કોમળ જાતિની આવી કોમળ ખુશામતથી કરુણાશંકરના હૃદયમાં ફક્ત માનબુદ્ધિ જાગૃત થાય એ બહુ ન હતું. આખરે તેને સુધરેલી યુવતીની એટલી બધી મોહિની લાગી ગઈ કે સભા બરખાસ્ત થયા પછી તેણીની મા અને તેણીની સાથે તે તેઓને ઘેર ચાલતો વાતો કરતો જતો, અને ઘણીવાર તો મધ્યરાત્રી સુધી મીઠી મીઠી વાતોમાં ત્યાંજ બેસી રહેતો.

કરુણાશંકરને એ પિછાનથી કશું માઠું પરિણામ આવશે કે પોતાનો શારદા પરનો દૃઢ સ્નેહ ડગી જશે એવી ક્ષણવાર પણ બીતિ લાગી નહિ; એવી શંકા પણ ન હતી. પરંતુ સોબતનું જાદૂ ધીમે ધીમે એવું વધી પડયું કે કોઇ દિવસ આ યુવતી સભામાં ગેરહાજર રહેતી, તો કરુણાશંકને ચેન પડતું નહિ, અને કાર્યમાં રસ પડતો નહિ. આવી લાગણીથી તેને આશ્ચર્ય થતું. ઘણીવાર બંને વાતચીત કરતા હોય ત્યારે, યુવાનના હૃદય પર જખમ થયા જેવું કાંઇ લાગતું. ઘણીવાર કોઇ લાગણી ઉછળી આવતી ત્યારે અંતઃકરણ ચટકા ભરતું, ઘણીવાર કોઈ લાગણી જેનો પોતે દાસ બની જતો હોય. એમ ભાસતું તેની સામે યુદ્ધ કરી તેને હાંકી કાઢવાનો નિશ્ચય કરતો ઘણીવાર શારદાનું ફિક્કું ઈશ્વરી ઓજસ્‌થી પ્રકાશિત મધુર ગરીબ વદન તેના શાન્ત વિચારમાં આંખ આંગળ ખડું થઈ કોમળ ઠપકો આપતું.

પરંતુ આવા ઉપાલંભ અને વિચારને ન ગણકારીને કરુણાશંકરે પોતાના માર્ગે ચાલ્યા કીધું. યુવાન અને ઉછળતું જીવન,

બળ, બુદ્ધિ અને સત્તા અને વર્ગનું ભાન—એ કરુણાશંકરનાં હતાં. અને પેલી યુવતી—'ઇશ્વર નિષેધક'ની પુત્રી સરસ્વતી—ની ખુશામદથી યુવાનની બધી જોશ ભરેલી લાગણીઓ પૂર્ણ સંતુષ્ટ થતી. તેનું નામ સરસ્વતી! પ્રથમ તો મૂળીબાઇ હતું. પરંતુ 'મૂળીબાઇ' 'મૂળશંકર' 'મૂળવાજી'—એવાં એવાં નામમાં કાંઇ વહેમ ભરાએલો તે દેખતી, અને આવી બુદ્ધિશાળી બાલાનું એવું બેઢંગું નામ હોય તે કરુણાશંકરને રુચતું નહિ. તેથી તેણે પોતે પોતાનું નામ ફેરવી નાખ્યું અને પોતાને માટે 'સરસ્વતી' એ નામ ઉચિત ધાર્યું. આ સરસ્વતી, કરુણાશંકર ક્યાં રાજી થાય છે તે બરાબર સમજી ગઇ હતી, અને તેની જાળમાં કરુણાશંકર લેવાયો પણ ખરો. શારદાના સામિપ્યમાં તો યુવાનને લાગતું કે પોતાની ઘણી ઘણી લાગણીઓને ઠપકો મળે છે, અને જાણે તે દેવીનું મુખ જ એ લાગણીઓને પ્રતિકૂળ ભાસતું. બંને મળેલાં ત્યારે સ્નેહાળ કરુણાભર્યા સ્વરે તેણીએ તેને કાંઇ કહેલું પણ ખરું. પ્રભુ તેને સુવર્ણનો મુકુટ પહેરાવે ત્યાર પહેલાં તેણે પોતે તપાવું અને કસાવું જોઇએ. પ્રભુ તેના દાગ દૂર કરે ત્યાર પહેલાં તેનાથી બને તેટલી ગંદકી દૂર કરી આવવી જોઈએ. તેણે જાણવું જોઇએ કે પોતે કંગાલ, પાપી, અંધ, નગ્ન અને પામર છે; અને ત્યાર પછી જ પ્રભુના રાજ્યમાં તે શ્રીમંત બની શકે—આ તેણીએ સ્નેહી, સ્નેહીને કહે તેમ કહ્યું હતું અને ગદ્દગદ્દ કંઠે કહ્યું હતું કે: 'વ્હાલા! પ્રભુની પ્રાર્થના કરજો!' વળી યોગવાસિષ્ઠ જેવું કોઇ પુસ્તક વાંચવા કહ્યું હતું; જે લાંબી લાંબી વહેમી વાર્તાઓથી યુવાનને કંટાળો આપે. ત્યારે સરસ્વતીના સામિપ્યથી યુવાનની કીર્તિ, દેદીપ્યમાન, દિગ્વિજયી બની જતી હતી, અને યુવાનની દૃષ્ટિ તેથી આનંદિત થતી. શારદા તરફના સ્નેહને ભય હતો—પ્રતિસ્પર્ધી યુવતી ઉપરના સ્નેહને લીધે નહિ, પરંતુ સ્વસ્નેહને લીધે.

આ પ્રમાણે કેટલાક માસ વીત્યા. ફરી એક માસ પૂરો થયો,

અને ગુલાબરાયની શરત પ્રમાણે સુવાને શારદાને મળવા જવાની તૈયારી કરી. એ મુલાકાતના વિચારથી પોતાના હૃદયની સ્થિતિ જોઇને સુવાન ચમક્યો. આ શું? પ્રથમની પેઠે એ સંયોગકાળ તરફ તે આતુરતાની અને ઉલ્લાસની દૃષ્ટિએ જોતો નહતો, પરંતુ કોઇ નવા પ્રકારના ભયની દ્રષ્ટિથી! તેનામાં એવું કાંઈ આવ્યું હતું જે શારદાના સાન્નિધ્યને પ્રતિકૂળ હતું. પેલો ચમેલી જેવો સ્વર્ગીય શ્વેત વર્ણ આ રક્તરંગી ગુન્હાથી જૂદું જ કાંઈ યાચતો હતો શું? પોતામાં કાંઇ પાપ ભરાયેલું હતું? શું તે પોતાના ન્યાયાનુસારી શૌચ માટે મગરૂર ન હતો? તેને એટલું તો બળાત્કારે પણ કબૂલ કરવું પડે કે સરસ્વતીની હાજરી વિનાનો કાળ વ્યર્થ ગુમાવ્યો હોય એમ તેને લાગતું. સરસ્વતીને તે ચાહતો તેને લીધેની એ લાગણી ન હતી. નહિ, નહિ, એ તો બનવું સંભવિત નહિ. પરંતુ એ લાગણી કદાચ સરસ્વતીની ચાલાક હોશિયારીને લીધે હોય, કદાચ પોતાના સત્ય પરના તેણીના સ્નેહને લીધે અને તે સત્યના અનુવર્ત્તનને લીધે હોય!

ગમે તે હોય. છેક સંધ્યા સુધી નિયમાનુસાર તે શારદાની સાથે રહી શકે એટલા માટે તેણે મધ્યાહ્ન પછી જવાનું નક્કી કર્યું. સંવાદ માટે શું એ મોટી તૈયારી ન હતી?

“તમે આવ્યા તેથી અમે બહુ ખુશી થયાં,” ગુલાબરાયે કહ્યું, અને કરુણાશંકર ઘરમાં દાખલ થયો; “આજે તમને મળી શકાશે એની કોણ જાણે પણ અમને ખાતરી હતી; નહિ તો અમે તમને બોલાવ્યા હોત. શારદાનું શરીર સારું નથી. તમે જાણો જ છો કે ઘણા દિવસથી તેની તબિયત બરાબર નથી પણ હમણાં હમણાં વધારે લથડતી જાય છે. તમારા મિત્ર ડૉક્ટર વૈશ્નવની સલાહ લીધી હતી. થોડાજ સમયમાં શારદાની તેના તરફ કાંઈ પૂજ્ય બુદ્ધિ થઇ ગઈ છે. આ ગ્રીષ્મ ઋતુમાં શારદાને મહાબળેશ્વર લેઇ જવાનું તેણે કહ્યું છે.”

એક બે માસ પહેલાં આ ખબર તેને સખત ઝટકા જેવા લાગ્યા હોત; પરંતુ આશ્ચર્ય ! બહાર બતાવવાને જે દુઃખની તેને જરૂર લાગી તેટલું દુઃખ તેને લાગ્યું નહિ.

પોતાની માતાના હાથ પર ટેકીને ચાલતી શારદા આવી એટલે આનંદને જાણે સાદ કરતો હોય એવો ગુલાબરાય બોલ્યો "આ આવી શારદા !"

નાનો હાથ હાથમાં લેઈને કરુણાશંકરે કહ્યું, "શારદા ! આ તને શું થયું ?" પરંતુ બોલતાં બોલતાં અંતરમાં કોઈ સંચો ચલાવવો પડતો હોય તેવું એને લાગ્યું; અને ખુરશી પર બેસતાં બેસતાં તેને વીજળી પેઠે ક્ષણવાર લાગી આવ્યું કે પોતે ઢોંગ કરે છે.

"સહજ-થોડી નબળાઇ એતો. પણ હું જલ્દી સારી થઈ જઇશ."

તેના પિતાએ કહ્યું, "તેને પાછી તંદુરસ્ત બનાવવાને અમે તેને મહાબળેશ્વર લેઇ જઈએ છીએ. ત્યાંનું ગજવેલનું પાણી પી ફરી બરાબર થઈ જશે."

તેની માતાએ મ્હોં સામે સ્નેહભરિત પણ ખેદિત દૃષ્ટિથી જોઈને કહ્યું, "તેના ગાલ પર ફરી ગુલાબ ખીલવવા અમે જઈએ છીએ."

શારદાએ કહ્યું, "હા,-અમે મહાબળેશ્વર જઇએ છીએ. તમે પણ ન આવી શકો શું ? મને ખાતરી છે કે બાપુ અને મા તમે આવશો તો રાજી થશે. પેલા મધુર કાળની પેઠે આપણે ફરી કાં સાથે ન રહી શકીએ ?"

તેના પિતાએ કહ્યું, "તું જાણે છેને કે ડૉક્ટર વૈશ્નવની સલાહ તને એકાંતમાં ને શાન્તિમાં રાખવાની છે ?"

તેણીએ કહ્યું. "પણ ડૉક્ટર વૈશ્નવ એમને સાથે ચાલવાની ના નહિ કહે. ડાક્ટર વૈશ્નવે મને કહ્યું હતું કે એમને એ બહુ ચાહે છે. ત્યાંનું કેવું નિર્મળ આકાશ, કેવી મધુર હવા અને પેલાં જંગલી ગુલાબ અને ચમેલીનાં ફૂલ; અને પેલાં પક્ષીની ખીણોમાં વાગતી કેવી મધુર વાંસળી! જૂઓને!—ત્યાં દિવસ આખો પ્રભુનાં ગીત ચોપાસ સંભળાય છે અને મૂર્ખ લોકની વાણીથી બનેલા બસૂરા તાર ત્યાં સુરીલા બને છે, દુનિયાના કલેશ વિસારે પડે છે."

તેણે કહ્યું, "ખરેખર તારા સહવાસમાં ત્યાં રહેવું એથી કાંઇ જ સારું નહિ, પરંતુ મારા મનની હાલની સ્થિતિને લીધે તારાં માતાપિતાને હું આવું તે કદાચ પસંદ પડશે નહિ; અને આપણે વ.રંવાર અન્યોન્ય પત્રો લખીશું. વળી તું તંદુરસ્ત થઇને પાછી આવશે ત્યારે મળીને અત્યંત આનંદ થશે." આટલું બોલી રહ્યો કે કરુણાશંકરને અંતઃકરણમાં ખંજર લાગ્યું. અને પોતાની વાણીમાં હતું તે હૃદયમાં ન હતું તે માટે પોતાને ધિક્કારવા લાગ્યો.

વાતચીત લાંબી ચાલી નહિ. ડૉક્ટર વૈશ્નવ આવ્યો અને વિક્ષેપ થયો. તેણે તુર્ત જ નક્કી કરી દીધું કે કરુણાશંકર સાથે જાય એ ઠીક નથી, અને શારદાને શાન્ત કરી.

"અને આ યુવાનનો હવાલો હું લેઇશ. ખાતરી રાખજો, તેની તંદુરસ્તીની અને સુખની હું પૂરતી સંભાળ રાખીશ. તે મને પોતાને ઘેર નહિ બોલાવે તો-કદાચ મારા ક્ષુદ્ર અણગમતા દરની તેને ધાસ્તી હોય-પણ એ નહિ બોલાવે તો મારા ભોંયરામાં હું તેને ખેંચી જઇશ. મારા ભોંયરામાં એથી કાંઈ આનંદ અને ઉજાસ થશે."

આ શબ્દોથી શારદા સંતુષ્ટ થઈ, અને આ વખતે તો વધારે વાત થઇ નહિ એટલે સ્નેહભરી વિદાય પછી બંને જૂદા પડ્યાં. ડૉક્ટર વૈશ્નવ કરુણાશંકરનો હાથ પકડી સાથે લેઇ ગયો.

હવે છેલ્લે કરુણાશંકર, ડોક્ટર વૈશ્નવ મળેલો અને નરક સંબંધી વાતમાં હાર ખાધેલી ત્યારથી એ વિચાર તેના મગજમાં થોડો ઘણો પણ કાયમ ધુંધવાયા કરતો હતો. અને પહેલી જ અનુકૂળ તક મળે કે જે લક્ષ ઉપર રહી તે સર્વનો પરાજય કરતો, તે બરાબર દૃષ્ટિમાં રાખીને વાત કરવાનો તેણે નિર્ણય કર્યો હતો, સહેલાઇથી પોતે જય મેળવશે એવી તેને ખાતરી હતી.

"ઘણા દિવસોથી હું બહુ વિચાર કરું છું," તેણે કહ્યું, "આપણે વાત કરેલી તે વિષય પર જ તો. અલબત્ત, તમારા નરક સંબંધે બહુ સારાં અને સબળ કારણો આપ્યાં હતાં, પરંતુ મારે કહેવું જોઇએ કે મારી એ ધર્મ સામેની તકરાર મેં ત્યારે કહેલાં તેમાંના કોઇ પણ કારણ કરતાં વિશેષ ઊંડા કારણો પરથી ચણાઇ છે."

"એમ જ હોવું જોઇએ," શાન્તિથી ડોક્ટર વૈશ્નવે ઉત્તર આપ્યું, "એ કારણો કયાં છે?"

"એ તો સ્પષ્ટ છે. તમારો પેલો ત્રણ ઇશ્વરનો વિચાર: બ્રહ્મા, વિષ્ણુ અને પેલો ઘેલો શંકર. તેમાં વળી એકાદો ઇશ્વર વારંવાર જન્મ લીધા કરે અને તેમાં યે નકામી મોટી લડાઇ કરાવીને આર્યાવર્ત્તનું સત્યાનાશ કાઢી નાખ્યું એ દુષ્ટ સૌથી મોટો! પેલો વ્યભિચારી છોકરો સૌથી મોટો! વળી ભીમભટ્ટ જેવા કહે છે. 'મોટા કહે તેમ કરીએ, કરે તેમ નહિ.' ત્યારે શું આપણે એવા ઢોંગી ઇશ્વરને કહે કાંઇ ને કરે કાંઈ એવા ઇશ્વરને–પૂજશું? શું એવા ઇશ્વર કરતાં મારો દોસ્ત 'ઇશ્વર નિષેધક' સારો નહિ? શું ભીમભટ્ટ જેવા દશલાખ મને ધિક્કારે નહિ તેની ખાતર, એવા ઠગ ઇશ્વરને હું પગે પડું? તમારે કબૂલ કરવું જોઇએ કે એ ધર્મ સારો નથી.'

"હું કબૂલ કરું છું," ડૉક્ટર વૈશ્નવે કહ્યું, "અને આજકાલ લોકો સમજ્યા વિના માત્ર સ્વાર્થને વશ થઈ, ધર્મને નામે સ્વાર્થ સાધી રહ્યા છે તેના કરતાં તમે હજાર દરજ્જે સારા છો એ પણ કબૂલ કરું છું; પણ સ્વાર્થબુદ્ધિથી લોકોની આંખ અને સત્યની વચમાં હાલ મોટો કાળો પડદો ઢળી ગયો છે."

"અને શું એ પડદો વહેમથી જ નથી આવ્યો?"

"વહેમથી તો પ્રભુ જાણે: પણ સ્વસ્નેહથી તો નક્કી જ. પણ તમારે અમુક ધર્મમાં માણસોને નહિ પણ ધર્મની ભાવનાને જોવી જોઈએ. ધર્મના પ્રલયકાળે માણસ ધર્મને સમજતું નથી; પણ તેથી ધર્મ નષ્ટ થતો નથી. કૃષ્ણની વાત સમજવાને તમે કદી યોગ્ય યત્ન કર્યો છે? દેવોની વાત સમજવાને પણ કદી યત્ન કર્યો છે? શાન્ત રહીને સાંભળવાનો અવકાશ છે?"

"હા,—કહો." કરુણાશંકર મનમાં ને મનમાં બાંયો ચડાવતો બોલ્યો.

"તમે કાદમ્બરી વાંચી છે?"

"ઘણીવાર."

"ત્યારે:

'સૃજે રહી રજોમય, પાળે રહી સત્વમય;
સંહારે જે તમોમય રહીને આ વિશ્વને;
હેતુ એવા સૃષ્ટિ–સ્થિતિ–લયતણા ત્રયીમય;
વન્દુ ત્રિગુણાત્મ એ સ્વયંભુ મહાઈશને.'

તમે મંગળાચરણની આ પહેલી જ લીટીઓ પણ ઘણીવાર વાંચી હશે."

"હા."

એમાં સ્પષ્ટ કહ્યું છે કે તમે ત્રણ ઈશ્વર ગણો છો એ પ્રભુની માત્ર ત્રણ મુખ શક્તિઓ છે."

કરુણાશંકર મૂગો રહ્યો.

"તમે મિલ્ટન તો વાંચેલો જ હશે."

"હા."

"તેમાં યુદ્ધ છે તે માનવીના યોગ્યાયોગ્ય સ્નેહનું યુદ્ધ છે, એ પણ સમજ્યા હશો."

"હા."

ત્યારે તેનું તેજ મહાભારતમાં સમજવાનું છે. ગીતા વાંચ્યા પછી તો એ વિશેષ સ્પષ્ટ થાય છે. ત્યારે તો મિલ્ટનનું પુસ્તક ધર્મપુસ્તક ન ગણાયું અને મહાભારત વિશેષ મહાન હોવાથી ધર્મપુસ્તક ગણાયું; એટલો જ તમને વાંધો રહ્યો કે કાંઈ બીજો ?"

કરુણાશંકર મૂગો રહ્યો.

"વારુ, ગોપી અને કૃષ્ણની વાતમાં વિશેષ સમજવાનું છે. એટલી ગોપીઓ સાથે વિહાર કરતાં છતાં કૃષ્ણ પરમાત્મા બાળ બ્રહ્મચારી કહેવાતા હતા એ તો તમે સાંભળ્યું હશે."

જરાક હસીને દિમાકથી કરુણાશંકરે કહ્યું, "હા એ ગપ મેં સાંભળ્યું છે."

"ગોપી એ ઇન્દ્રિયો છે. સંસ્કૃતભાષામાં પણ 'ગો'નો અર્થ ઇન્દ્રિ થાય છે. કૃષ્ણસ્વામી નીડર રહી, ઇન્દ્રિયો—તેના સ્નેહની મહાન ઇન્દ્રિયો સાથે, ધર્મભાવના જેવી ભાવનાઓ સાથે વિહાર કરતાં છતાં તે પોતે અહંકાર રહિત એટલે અકર્તા રહીને પરમ સ્વાર્પણમય જીવનને લીધે, કશા બળનો વ્યય ન થવાથી બાળબ્રહ્મચારી જ હતા; અને તેમ જ રહેવાને બોધી ગયા છે. કેવળ ઇન્દ્રિયકર્મ આચરી, ફરજ અડગ રહી અદા કરી, મન શાન્ત, સ્થિર, બંધ આવાસમાં દીપક હોય તેમ ઇશ્વર તરફ રાખી જીવન ગાળવું અને તેમાં વિક્ષેપ આવે, ઇન્દ્રિયોનો પ્રકોપ થાય તો તેની સામે યુદ્ધ કરી અંતે પ્રભુનો, સદ્‌ગુણનો વિજય સ્થાપવો—એ તેની આજ્ઞા

છે. તે ગોપીને ચાહતા: ગોપી તેને ચાહતી. ઇશ્વર ધર્મભાવનાને ચાહે છે: ધર્મભાવના ઇશ્વરને ચાહે છે. ઈશ્વરની ઇન્દ્રિયો, ઇશ્વરનું ક્રીડાસ્થાન, ધર્મભાવના સિવાય બીજું શું હોય? તે શાન્ત અડગ હતા અને તમને શાન્ત અડગ રહેવા કહે છે. 'શાન્તિ'–એ શું ગીતાનું રહસ્ય નથી? 'સ્નેહ'–એ શું ભાગવતનો ઉપદેશ નથી?" 'સત્ય'-એ શું મહાભારતનું ગીત નથી?"

કરુણાશંકરનું મ્હોં ફરી બંધ થવા લાગ્યું. તેણે મૌન ધારણ કરેલું તે ઉપયોગી થયું. તે મૂગો રહ્યો, કેમકે ડોકટર વૈષ્ણવ હજૂ કાંઇ બોલવા જતો હતો.

"અને પ્રભુનો અવતાર થાય એમાં શી નવાઇ? તમે તમારા બાળકને કૂવામાં પડેલું જોઈ ઝંપલાવો છો, એક માનવીની ટૂંકી જિંદગીની ખાતર તમે જ નદીમાં પડ્યા હતા; તો પ્રભુ જેવો પિતા પોતાના બાળકના સનાતન જીવનને અર્થે અવતાર ન લે એ જ શું નવાઇ જેવું નથી?"

કરુણાશંકરને કાંઇ બોલવાનું મળ્યું. તેણે કહ્યું, "પરમેશ્વર ભલે અવતાર લે. પણ તેમાં તો તમે કહેલું કે અમુક દેવો એ તો પરમેશ્વરની માત્ર શક્તિઓ છે તેને બહુ વાંધો આવશે. પરમેશ્વર અહીં અવતાર લેતો હશે ત્યારે બીજી બધી જગ્યાએ કોણ રહેતું હશે? પરમેશ્વર તો સર્વવ્યાપી કહેવાય છે તે? અને........"

ડૉકટરે કહ્યું, "સાંભળો, એક વખતે એક વાત કરીશું તો ઠીક પડશે. આનું ઉત્તર સાંભળી બીજો પ્રશ્ન કરજો. સૂર્ય અહીં સર્વવ્યાપી છે. તે જળના ગમે તે પાત્રમાં જેવો છે તેવો પૂર્ણ જોઇ શકાય છે; અને છતાં સૂર્ય સર્વસ્થાને છે. આપણી અક્કલ જડવાદથી જડ બની ગઇ છે એટલે બહુ મુશ્કેલીથી આપણા મગજમાં એ વાત ઉતરે છે. પરંતુ એ વિચાર પણ તમે કોઇ કાળે ગ્રહી શકશો."

"વારુ, વારુ, અને છતાં હજૂ બહુ કહેવાનું છે. ત્રણ ઈશ્વર છે કે બે છે એ વાત જવા દો. ઈશ્વર યજ્ઞ પશુ બન્યો; અને તે યજ્ઞના અગ્નિની શાખા એ સ્વર્ગનો માર્ગ. એવી કાંઇ કથા આપણા વેદમાં હોવાનું સાંભળ્યું છે. પણ વેદ મેં વાંચ્યાં નથી, બાઇબલમાં ક્રાઇસ્ટની પણ તેવી જ વાત છે. તે ઈશ્વરના કોપનું શમન કરી ઇશ્વરની માનવી સાથે સંધિ કરાવવાને મર્યો; અને ક્રાઇસ્ટને પણ ઇશ્વરનો અવતાર ઘણાં ગણે છે. હવે કયો ઈશ્વર કયા ઇશ્વરના કોપશમનને અર્થે મર્યો—વેદના શબ્દમાં કહીએ તો યજ્ઞપશુ બન્યો ?"

"ભાઈ, વેદ તો મેં પણ નથી વાંચ્યા. થોડા કાળ પછી વેદનો અભ્યાસ કરવા કાશીએ જવાની ધારણા છે. જે મહાપુરુષનાં પુસ્તકો વાંચવાથી હું આ કાંઇ સમજી શકું છું, તે પુરાણા ઇશ્વર શબ્દને માટે કહે છે, કે હાલના શબ્દ કરતાં વિશેષ મહાન હતો. એ શબ્દ તો ગુમ થયાનું તે કહે છે. વળી તાર્તરીમાં, કે એવે સ્થાને હજુ શોધ કરી હોય તો મળી શકે એમ પણ કહે છે. એ મહાન જૂનો શબ્દ વેદ જ હોય એવી મને બહુ શંકા છે; અને તેનો અભ્યાસ કરવા બહુ ઇચ્છા છે. હું જઇશ ત્યારે તમને પણ સાથે લેઈ જઇશ—"

"વારુ, લાંબા લાંબા હાથ કરી બ્રાહ્મણોને આરડતા સાંભળી મને પણ બહુ આનંદ આવશે. પણ હાલ તો આપણે ક્રાઇસ્ટની જ વાતો કરીશું. એ કયો ભલો ઇશ્વર, કયા કિન્નાખોર ઇશ્વરની વૈર શાન્તિને અર્થે મર્યો; અને ઇશ્વરનું માનવી સાથે સમાધાન કરાવ્યું ?"

"બાઇબલની નવી સંહિતામાં ત્રણ ઇશ્વર છે એવું; અને તેમાંનો એક ઇશ્વર અન્યનો ક્રોધ શમાવવાને અવતર્યો, એવું કયે સ્થાને લખ્યું છે એ મને બતાવશો ?"

"બાઇબલમાં એમ જ છે એ હરકોઇ જાણે છે."

"બંધુ ! એ હું પોતે જ જાણતો નથી. એથી ઉલટું હું એમ જાણું છું કે એમ નથી. બાઇબલની જૂની તેમ જ નવી સંહિતા એમ જ કહે છે કે ઇશ્વર એક છે. 'સાંભળો, ઓ ઈઝ-રાઇલ ! તમારો સ્વામી પ્રભુ એક જ સ્વામી છે." એ મોઝિઝનું વાક્ય જેસસ બોલ્યો હતો. 'એક સિવાય અન્ય કોઇ ભલું નથી: તે ઇશ્વર.' જેસસે કહ્યું હતું–'હું અને મારો પિતા એક છીએ.' અને 'જેણે મને જોયો છે તેણે મારા પિતાને જોયો છે.' જો તેઓ બે વ્યક્તિ હોત તો બંને એક છે; એવું જેસસ કેમ કહી શકત ? પુત્રને જોનારે પિતાને જોયો એવું પણ કેમ કહેત ? વળી તેણે કહ્યું હતું, 'મારી અંદરનો પિતા તે કાર્ય કરે છે.' જો પિતાપુત્ર બે જૂદા અને બે હોત તો એકની અંદર બીજો શી રીતે હોઇ શકે ?"

કરુણાશંકરે કહ્યું, "આ ખરેખર આશ્ચર્યની વાત છે. દરેક ક્રિશ્ચિયન ત્રણ ઇશ્વરને માને છે એમાં તમે તકરાર કરો છો. એથી તો મને લાગે છે કે તમારા પોતાના નામમાં પણ તકરાર ઉઠાવો ખરા."

"જૂવો કરુણાશંકર, તમે કર્ણોપકર્ણી પુરાવા પરથી બધું માની લીધેલું છે: પણ મૂળ પુસ્તક ધ્યાન આપીને વાંચવાની કદી તસ્દી લીધી નથી. નહિ તો તમે જોઈ શક્યા હોત, કે જે પ્રથમ છે તેનો દાવો અંત હોવાનો પણ છે. અવ્યક્ત અલક્ષ્ય ઇશ્વરનું સ્નેહસ્વરૂપ, વ્યક્ત અને લક્ષ્ય શરીરધારી સત્ય સ્વરૂપમાં પ્રકટ થાય–એ ઇશ્વરનો અવતાર. એમ નહિ, કે ઉપરી ઇશ્વર તાબાના ઇશ્વરને અહીં મોકલે અને તે અવતાર લે."

કરુણાશંકરે કહ્યું, "અમે સૌ એમજ સમજીએ છીએ. ક્રિશ્ચિયાનિટિના ક્રાઇસ્ટને, તે મોટા ઇશ્વરનો કોપ સમાવવા મરેલો; અને તેથી મોટા ઇશ્વરને ઘાતકી અને નાના ઇશ્વરને ભલો પણ નિર્માલ્ય કહીએ છીએ."

"ઇશ્વરનો કોપ શમાવવા જેસસ મર્યો એમ માનવામાં તમે બહુ મોટી ભૂલ કરો છો. આવી હકીકત કયે સ્થાને લખેલી છે તે મને બતાવી શકશો?"

"અત્યારે હું કાંઈ જ બતાવી શકીશ નહિ; પરંતુ લાખો ક્રિશ્ચિયનોમાંથી કોઇને પૂછી જૂવો. હું કહું છું તે જ તે કહેશે."

"ત્યારે હું કહું છું કે એ ધર્મના કોઇ પણ માન્ય પુસ્તકમાં એવું નથી. હકીકત એવી છે કે ઇશ્વર ક્રાઇસ્ટમાં હતો: અને તે પોતા સાથે દુનિયાનું સમાધાન કરાવતો હતો. હવે તમે બંને વાતમાં શું અંતર છે તે જોઇ શકશો. તમે કહો છો 'ક્રાઇસ્ટે ઇશ્વરનું સમાધાન કરાવ્યું.' સાચી હકીકત એવી છે કે—'ઇશ્વરે દુનિયાનું સમાધાન કરાવ્યું.' તમે કહો છો કે, 'ઇશ્વરનું સમાધાન આપણી સાથે થવાનું હતું.' હકીકત એવી છે કે, "આપણું સમાધાન ઇશ્વર સાથે થવાનું હતું." હું કાંઇ જ મારા ઘરનું કહેતો નથી; પણ 'પોલ' કહી ગયો છે તે કહું છું. હવે તમે તમારી સાહસિક તર્કવાદીની મંડળીને કહી શકશો કે તેઓ આપણો ધર્મ સમજતા નથી ને સમજવાનો ફાંકો રાખે છે. તે ક્રિશ્ચિયન ધર્મ પણ સમજતા નથી. એક સમજ્યા હોત તો તો બંને અને ઘણું વધારે સમજી શકત."

કરુણાશંકરે કહ્યું, "હું એ વાતનો વિચાર કરીશ."

આ વાત ઉપાડી અને વગર કારણે આવા સંવાદમાં ઉતર્યો તેથી કરુણાશંકર પોતા પર ગુસ્સે થવા લાગ્યો; પણ તે વાદવિવાદના અખાડાનો મોટો મલ્લ હતો. 'હાર્યો જુગારી બમણું રમે' એ પ્રમાણે તેના દિલમાં પણ હજૂ કાંઇ વાત કરવાનો તનમનાટ થયા કરતો હતો.

તેણે કહ્યું, "ઇશ્વરી કોપના સાંત્વનાર્થે ક્રાઇસ્ટ મર્યો ન હતો એ શું તમે સાચું જ માનીને કહો છો?"

"કોપ! વાહ! કરુણાશંકર, તમે કહો છો તેવું પુસ્તકમાંથી બતાવવા મેં તમને હમણાં જ કહ્યું હતું. તમે કાંઇ જ બતાવી

શકતા નથી; અને ખાતરી છે કે બતાવી શકવાના નથી, 'જોન' લખે છે—'પ્રભુ દુનિયાને એટલી બધી ચાહે છે કે તેણે પોતાનો એકનો એક પુત્ર આપ્યો.' પિતા, એ પ્રભુનું સ્નેહ સ્વરૂપ છે: અને પુત્ર સત્યસ્વરૂપ છે: એ ભૂલી જતા નહિ પ્રભુના સ્નેહનાં આવાં કથન હું તમે માગશો તેટલાં બતાવી શકીશ. ધર્મ પુસ્તકો પર તમે બધા સાહસિક તર્કવાદીઓ વગર વિચાર્યા આવા આક્ષેપ શા માટે કરો છો? વાંચ્યા કે જોયા વિના તમારા પ્રિય લેખકો શેલિ, વોલ્ટેર, ડાર્વિન: એમને વિષે હું કાંઇ ખૂરૂં બોલું તો તમે મને શું કહેશો?"

"હું સમજી શકતો નથી કે આ બધી વાતો તમે ક્યાંથી કાઢી લાવો છો? તમારા મત સાચા હોય તો તે સર્વમાન્ય કેમ નથી?"

"એનો ખુલાસો લાંબો છે: પણ એનું અત્યારે કામ નથી. સ્નેહસ્વરૂપ પ્રભુના સત્યસ્વરૂપનો વધ થયો; અને જ્યાં સુધી પાપ હશે ત્યાં સુધી થયા કરશે. પાપની હયાતી સુધી, યજ્ઞપશુ પ્રભુ સ્નેહથી બલિ બની અગ્નિમાં હોમાયા કરશે. એ સ્નેહનો ઈતિહાસ વેદમાં કે બાઇબલમાં, જ્યાં હોય ત્યાં, સાચો છે; એટલું હાલ સમજાય તો બસ છે."

"બરાબર, બરાબર. ફરીથી શારદાનાં સ્વપ્ન જેવી જ એ વાત-સ્નેહની! તમારૂં સ્વર્ગ સ્નેહ, તમારું નરક પણ સ્નેહ, ઇશ્વરનો કોપ એ પણ સ્નેહ, સુખ સ્નેહ, દુ:ખ સ્નેહ, બધું સ્નેહ જ સ્નેહ! પરંતુ બાઇબલની જૂની સંહિતામાંથી કોપની વાતો હું પુષ્કળ બતાવી શકીશ."

"એમાં કાંઇ જ શક નહિ; પણ એ કોપ પણ સ્નેહ જ. ક્રાઇસ્ટને શું કહે છે એ જાણો છો? ઘેટાનું બચ્ચું! યજ્ઞપશુ એ પણ ઘેટું જ! ઘેટાંનો કોપ! એ કોમળ સ્નેહ ઠપકો આપે છે: અને તેને ન સહી શકનાર દૂર નાસી જઇ તેને કોપ કહે છે. એ

જ પ્રમાણે ચંડોળને ગાયનમાં મસ્ત બનાવનાર સૂર્યોદયથી ઘુવડ નાસીને છૂપી જાય છે. ઘુવડ અને વડવાંદરીને ન ગમે તેથી સૂર્ય કાંઇ ન્યૂન હિતકર્તા નથી બનતો."

"અહો, મારા પર ફેંકવા માટે તમે તત્વજ્ઞાનનું કોઇ આખું શાસ્ત્ર ભરી રાખ્યું જણાય છે."

ડૉક્ટરે હસીને કહ્યુ, "ખરું, પણ કરુણાશંકર! એ તમારું માથું તોડવા માટે નહિ; પણ દુરસ્ત કરવા માટે."

"પરંતુ પેલા ક્રાઇસ્ટના માંસને ખાવાથી અને રુધિર પીવાની ગંદી હકીકત, જેને માટે પાદરીઓ વીલાં મ્હોં કરી કરી, લાંબી લાંબી વાતો કરે છે એ શું છે?" કરુણાશંકરે વ્યંગનું હથિયાર હાથમાં લીધું.

"એજ હોમાયેલા બલિનું વેદમાંહેનું માંસ, અને સોમ એ રુધિર; એ સોમ–એથી તો આપણા જીવનમાં નવીન પ્રકાશ આવવાનો. આધ્યાત્મિક જીવનની પ્રાપ્તિને અર્થે આપણે એ સોમ પીવો જોઇએ. એ સોમપાનથી અહંકારનો નાશ થાય છે. પ્રભુનું એ જીવનમય સત્ય–પીવાય એટલું પીવું; અને હૃદયે લગાડવું કે આપણી શક્તિનો નાશ ન થાય. એ ગળાઇને ઝરતો સોમ, ક્રાઇસ્ટનું રુધિર ઇશ્વરી દેહમાંથી આપણી ખાતર સતત વહ્યા કરે છે. એ સોમથી, એ રુધિરથી આપણાં આંતરનેત્ર નિર્મળ થાય છે; જ્ઞાન મળે છે; અને એ માંસ, પ્રભુનો સ્નેહ અને આપણું સનાતન જીવન છે."

ડૉક્ટર વૈશ્નવના શબ્દો પોતે કાંઈ જ વજનદાર ગણતો નથી એ બતાવવાને કરુણાશંકરે મજાકથી કહ્યું, "તમારા સમરૂપના શાસ્ત્રનાં બધાં જ પાનાં આવાં તેજસ્વી જ્ઞાનથી ભરપૂર છે કે?"

"ભરપૂર છે; અને મેં તમારી સંભાળ લેવાનું પેલી હૃદયંગમ બાલાને વચન આપેલું છે, એટલે મારે ઘેર ચાલો અને એ પાનાં ઉઘાડીને વાંચો. કહો, ક્યારે આવશો?"

કરુણાશંકરે કહ્યું, “ કશું નિશ્ચિત કહી શકતો નથી; કેમકે અન્ય બહુ સ્થાને મારે પ્રવૃત્ત રહેવું પડે છે.”

“ હા, બરાબર. પેલા સત્યશોધક સાહસિક તર્કવાદીઓને લીધે તમને બહુ પ્રવૃત્તિ રહેતી હશે; પણ હવે સોમ શું, યજ્ઞનું બલિ શું, અને રુધિર શું; એ એમને જરા સમજાવજો. શું તમે એ તરફ જવાના છો ? અવકાશ હોય ત્યારે જરૂર આવજો. ”

પિંજરમાંથી છૂટેલું પક્ષી ઉડે તેમ, રાજી થતો કરુણાશંકર પોતાને માર્ગે ચાલ્યો ગયો. સાહસિક તર્કવાદીઓની મંડળીમાં શું આજે જ યજ્ઞ સંબંધે ભાષણ ન હતું ? તે અટક્યો. સરસ્વતી ભાષણ શરૂ કરવાની હતી. શું એ સંભવે કે તેણીનાં બધાં કારણો જૂઠાં હોય ? એકવાર તો તેણે નિશ્ચય પણ કર્યો, કે ડૉક્ટર વૈશ્વવે કહેલી વાત પર પૂર્ણ વિચાર કર્યા પહેલાં મંડળીમાં જવું નહિ. પણ એમ થાય તો સરસ્વતી પોતા માટે શું મત બાંધે ? મીઠી મોહિનીમાં તે એકદમ ખેંચાઈ ગયો. તે દ્વારમાં દાખલ થયો કે બંદુકના અવાજથી ખેતરમાંનાં વૈયાં ઉડી જાય, તેમ તાળીઓના વર્ષાદથી બધા સંદેહ ઉડી ગયા. મૂર્ચ્છિત ઉત્સાહ જાગૃત થયો. તેણે તુર્ત જ અધ્યક્ષનું સ્થાન લીધું અને સરસ્વતીને ભાષણ શરૂ કરવાની વિનંતી કરી.

કોઈ યશસ્વી વીરની પેઠે ભભકાબંધ બાલા ઊભી થઇ. શ્રોતાઓનાં હૃદયમાં સજ્જડ છાપ બેસી જાય તેવું તેનું વક્તૃત્વ હતું, અને પૂરી છૂટથી વાક્યો ચાલ્યાં આવતાં હતાં. સત્યયુગ જેવા મહાન ગણાતા યુગોમાં જ્યારે માનવી વાનરથી બહુ અગાડી વધેલું ન હતું, તે કાળના ઘાતકી યજ્ઞોથી ભાષણ શરૂ થયું. હિન્દુસ્થાનના, ગ્રીસના, ઈજીપ્તના, રોમના, અને હિબ્રૂયુલોકોના યજ્ઞોની વાત આદરી, અને એ યજ્ઞોના બે મુખ્ય વિભાગ પાડ્યા. દેવોના માનની ખાતરના યજ્ઞો; અને દેવોના કોપ શમનની ખાતરના યજ્ઞો; એવા

બહુ વિચારવંત વિભાગથી તેને ઘણી તાળીઓ મળી. ખાસ હિંદુઓનું ઘાતકીપણું બહુ નિંદ્યું; અને સ્વાર્થી મૂર્ખ બ્રાહ્મણો કેવી ક્રૂર રીતે એ પશુઓને મારતા તેનું આબેહૂબ ચિત્ર ખડું કરી દીધું. તેણીએ કહ્યું, "અને આ બધું ઇશ્વરના આનંદ માટે કરવામાં આવતું! હું બાયરનની વાણીથી પૂછું છું, 'મૃત બચ્ચાં માટે ભાંભરતી અને હજી રાહ જોતી પશુમાતાની વેદનાથી અને બળતા અને વાસ મારતા રક્તના ધૂમ્રથી તેને શું મહાન આનંદ થતો હશે?' એ યજ્ઞોની વાત પરથી તે ક્રાઇસ્ટના ખૂનની વાત પર ઉતરી આવી. છેવટે યજ્ઞની છેલ્લી વહેમી નિશાની સતી થવાના ચાલ પર સારી પેઠે પ્રહાર કર્યા.

સાહસિક તર્કવાદીઓનો ઉત્સાહ છેક શિખરે પહોંચી ગયો. સરસ્વતીનું જોશભર્યું વાક્પાટવ સાંભળીને કરુણાશંકર, ડૉક્ટર વૈશ્નવનાં કારણો વિસરી ગયો. વર્ષાઋતુની પૂરભરી નદીમાં પર્ણાદિ ખેંચાઇ જાય તેમ, ભાષણના પૂરમાં એ ખેંચાઇ ગયાં. ડૉક્ટર વૈશ્નવે સમજાવેલું ન હતું કે વેદનાં યજ્ઞ અને અન્ય ધર્મોના યજ્ઞો સમરૂપથી અમુક રીતે માત્ર સમજવાના હતા; અને જે ક્રીડાઓ ચાલેલી તે તો ગેરસમજણથી જ. માનવીહૃદયની કઠોરતા જ બલિદાનોના રુધિરની જનેતા હતી અને ઇશ્વરાજ્ઞા નહિ; એ કહેવાનો સમય પણ ડૉક્ટર વૈશ્નવને મળેલો નહિ. છતાં જે કહેવાયું હતું તેથી આ બધું કરુણાશંકર સમજી શકતો હોય; પણ આ વગર નિમંત્રણે આવેલા વિચારને ભાણાપરની માખીની પેઠે ઉડાડી કાઢ્યો; કેમકે એ અનુકૂળ ન હતો.

ફરીથી સરસ્વતીની સાથે તે તેને ઘેર ગયો. ફરીથી તેના યોગની મોહિની તેને મીઠી લાગવા લાગી. ફરીથી પોતાને ઘેર સુસ્ત અને હૃદયને ઠપકો આપતો પાછો આવ્યો. ફરીથી કાંઇ અને કાંઇ સાચાં જૂઠાં કારણોથી પોતાની શુદ્ધતાના બચાવનો કિલ્લો

ચણી લીધો અને નિદ્રામાં પડયો. તેને સ્વપ્ન થયું; શારદા જાણે ચમેલીની કળી જેવી કુમળી જ્યોત્સ્નામાં ગળી ગઇ અને ત્યાંથી તલવાર કસી લેઇને પુરુષના વેશમાં વહેમને કાપતી સરસ્વતી ખડી થઇ. ફરી જાણે ઉપર ગાતી ગાતી સ્વર્ગ તરફ ચાલી જતી કિક્કી મધુર શારદા દેખાઈ અને તે મીઠા રાગના સ્વરથી તે જાગી ઊઠયો; અને છતાં જાણે ઉપરથી હજૂ એનું એ સંગીત વર્ષી રહ્યું છે; અને હૃદયને અભિષેક કરી રહ્યું છે.

## પ્રકરણ ૧૦ મું

### વિદાય

શારદાને વિદાય કરવાનો–મળી લેવાનો સમય આવ્યો. થોડા માસ સુધીઃ પ્રભુ જાણે ક્યાં સુધી–ફરી મળવાનું ન હતું. વિયોગ આવ્યો તે પૂરો જ થાય એ પણ કોણ કહી શકે? શારદા પરના સ્નેહની સાથે સાથે યુવાનના હૃદયમાં પેલી બીજી લાગણી પણ વધતી જતી હતી. તે વિચારથી યુવાનને થોડું દુઃખ થયું નહિ. એ લાગણીમાં કાંઇ ન હતું એમ તે માનવા યત્ન કરતો અને છતાં હૃદયનો દંશ ખટક્યા કરતો હતો. ખરેખર તે શારદાને ચાહતો. અવર્ણ્ય સ્નેહ હતો, તે તેની દેવી હતી, અને અન્ય તરફ ક્ષણિક લાગણી જેવું જે કાંઇ દેખાય તે, સૂર્યની આસપાસ ફરનારા ગ્રહો–પોતાના માર્ગ પર પાસે કે દૂર જરા ફરે; પણ મધ્યસ્થ સૂર્યના સ્નેહપંથમાં જ કાયમ રહીને, એવી લાગણી હતી.

વિદાયગીરીનો દેખાવ હૃદયભેદક હતો. બિમારી અને ગમી બાલાના મુખ પર, અને વચનમાં, હૃદય દાબી રાખ્યાં છતાં બળકી આવતી હતી અને યુવાનના જીગરમાં ખંજરની પેઠે માર્ગ કરી મર્મ સુધી ચાલી જતી હતી. પરંતુ તે આનંદી દેખાવ છેવટ સુધી રાખી શક્યો હતો.

"આપણી જૂદાઇમાં પ્રભુ તમારી અને મારી વચ્ચે રહેજો—વ્હાલા!"

"મારા જીવન! તું મારાથી દૂર શું રહી શકે? આ હૃદયમાં પિંજર છે ત્યાં સુધી તું ક્યાં ઉડી જવાની? કોણ જાણે શું થશે? તારાં માતાપિતા તને મારી પાસેથી લેઇ જશે કે તું પોતે ઉડી જશે પણ જરૂર તું પિંજર ઉઘાડીને નહિ, પણ તોડીને જશે."

એ વાક્ય મધુર હતું પણ હૃદયમાં હતું તે જ યુવાન બોલ્યો હતો. તેની ખામીઓ ઘણી હતી પણ તે પ્રમાણિક અને સત્યશીલ હતો.

પ્રશ્ન શારદાએ પૂછ્યુ. એ પૂછતું શું હતું અને પોતાના પ્રિયતમની લાગણીઓ કેવી હતી તેનું કાંઇ જ ભાન રહ્યું નહિ, યાદી પણ રહી નહિ; અને શારદાએ પૂછ્યું, "વ્હાલા! તમે પ્રભુની પ્રાર્થના કરી?"

બાલાને હૃદયસરસી ચાંપીને તેણે કહ્યું, "જીવન! હું માનું છું એ જ કહું એવી જ તારી ઇચ્છા હશે. હું મારું હૃદય તારી પાસ છે તેવું જ ધરૂં—નહિ?"

"એમ જ વ્હાલા! તમે મને જાણો છો એમ જ હું તમને જાણવા ઇચ્છું છું; એમ પૂરી રીતે. આવી પિછાન સિવાય સ્નેહ નભી શકે?"

"નહિ જ. પ્રાર્થના સંબંધે મારા કેવા વિચારો છે તે મારી મીઠી! તને કહીશ ત્યારે દુઃખી થતી નાઃ મને પિછાનીને દુઃખી થતી ના."

"હું દુઃખી નહિ થાઉ. તમે જે કાંઇ કહી શકો તેનાં કરતાં મારી આશા વિશેષ પ્રબળ છે."

"ત્યારે પ્રથમ તો પ્રાર્થના સાંભળનાર કોઇ હશે તેની મને ખાતરી નથી. પછી પ્રાર્થના સાંભળનાર કોઇ મહાન ઉદાર પ્રાણી

હશે તો આપણા જેવા કીડાની પ્રાર્થનાની ખુશામદની તેને ગરજ કે ઇચ્છા નહિ હોય. વળી મને ખાતરી છે કે એવું મહાન કૃપાળુ કોઈ હોય, તો તે આપણી માગણી સિવાય પણ આપણે માટે ઉત્તમ હોય તે આપણને આપે જ. જે પરમ કૃપાળુ હોય, પરમ જ્ઞાનશીલ હોય અને પરમ શક્તિમાન હોય, તે પ્રાર્થના કરાવતું નથી; કૃપા અર્પવાને ઇચ્છે છે, કેમ ઉત્પન્ન કરવું તે જ્ઞાન સમજે છે અને શક્તિ ઇચ્છિત આપી શકે છે. તું કહે છે તેવો એવો ઇશ્વર હોય તો પ્રાર્થના વિના મળે, તે જ આપણને પ્રાર્થના ક્યાંથી મળી શકે.”

શારદાને જખમ થયો નહિ. એ દશા પૂરી થઇ હતી. તે રડી નહિ. પરંતુ તેણે આશ્ચર્યથી અને કાંઈ ભયથી વાત સાંભળી. જે વિશ્વાસથી યુવાને વાત કરી હતી તેથી તેને આશ્ચર્ય થયું અને વાતમાં તે પાપ અને અસત્ય જોતી હતી તેથી ભય થયો. થોડીવાર બંને મૌન રહ્યાં.

અન્તે શારદાએ કહ્યું, “હું તમારાં કારણો સમજી, છતાં આપણાં શરીરને અર્થે ઉત્તમ હોય તે તેણે આપણને અર્પ્યું છે; પણ તે પામવાને આપણે હાથ લંબા કરવા પડે છે અને મ્હોં ઉઘાડવાં પડે છે. તે વૃક્ષ પર ફળ લાવે છે, પણ આપણે ફળને ત્યાં જ લટકતાં રહેવા દઇએ તો ? આપણને ક્ષુધા છે અને તે પિતાની કૃપાથી, સમજણથી અને શક્તિથી ધરતી ફળદ્રુપ છે. પણ આપણે આળસથી બેસી રહીએ તો ? આનો વિચાર તમે કેમ કરતા નથી વ્હાલા ? એ જ પ્રમાણે માનસિક ક્ષુધા માટે પ્રભુનો સ્નેહ, પ્રભુની શ્રદ્ધા, પ્રભુનું જ્ઞાન આપણા આત્માની આસપાસ ભરપૂર છે. પણ આપણે હૃદયને પ્રેરીએ નહિ, તો પ્રભુની રસાળ બક્ષિસ આપણે માટે શા અર્થની ? પ્રભુનું આધ્યાત્મિક લ્હાણું લેવાને આત્માના હસ્ત લંબાવવા, આત્માનું મુખ ખુલ્લું કરવું એ શું પ્રાર્થના નથી ?”

તત્ત્વજ્ઞાન અને યુક્તિની બાલામાં આવી નવીન શક્તિ આવેલી જોઇને આશ્ચર્યથી યુવાને પૂછ્યું, "વ્હાલી! આ બધું તને કોણ શીખવે છે? ભીમભટ્ટ તો નહિ જ; આ વિચારો તને ત્યાંથી તો નથી જ મળ્યા?"

"નહિ, વ્હાલા! સર્વથી મહાન ગુરુ સ્નેહ છે. દુઃખમાં અને એકાંતમાં મેં મારા અંતઃકરણને ગંભીર પ્રશ્નો કર્યા છે અને ઉત્તર મળ્યા એમાં શી નવાઇ? વ્હાલા! સ્વામી દ્વાર પાસે ઊભા છે અને દ્વારો ધબકાવે છે; દ્વાર ઉઘાડવાં જોઇએ કે તે અંદર પધારે. પ્રાર્થના એ શું દ્વાર ઉઘાડવા નથી?"

અન્ય પ્રસંગે આવી વાતથી કરુણાશંકર ચીડાયો હોત પણ તે શાંત રહ્યો અને તેના હૃદયમાં દર્દ થવા લાગ્યું.

"નહિ જ. ભીમભટ્ટ તો નહિ જ. આ ડોક્ટર વૈશ્નવના વિચારો છે. કહે વ્હાલી! એ તારા આત્માનો પણ વૈદ્ય છે? તારા શરીરને તેમ જ તારા આત્માને પણ એ દુરસ્ત કરે છે?"

"એમણે મને ઘણી મદદ કરી છે ખરી; પરન્તુ સત્ય હોય તો એ કોનું છે તેનું શું કામ?"

"નહિ જ. એ પ્રશ્ન માટે ટપકો ઘટે છે. પણ વ્હાલી, સમય ઘણુ જ થોડો છે. આ વાત અત્યારે નહિ કરીએ. હું ડૉક્ટર વૈશ્નવ સાથે એ સંબંધે વાત કરીશ."

આનંદથી તે બોલી ઉઠી, "જરૂર કરજો, પણ વ્હાલા! હું થોડો કાળ તમારાથી દૂર રહીશ. તમે મને ચાહો છો તો એક વચન માગું છું."

"કાંઈ પણ માગ, વ્હાલી! પણ અન્તઃકરણથી કે સત્યથી વિરુદ્ધ વર્તવાનું કહીશ નહિ."

શારદા જળપૂર્ણ નેત્રથી યુવાનના નેત્ર સામે જોઇ રહી અને બોલી, "વ્હાલા! વચન આપો. તમારે માથે મોટું કાંઈ દુઃખ

કે આફત આવી પડે અને મદદની બહુ જરૂર જણાય ત્યારે પ્રભુની પ્રાર્થના કરજો. વ્હાલા! વચન આપો.”

તેના મધુર વદન સામે યુવાન જોઇ રહ્યો અને જાણે એ વદનમાંથી નિર્મળ પ્રાણ યુવાનના હૃદયમાં વહી ગયો અને પ્રથમ સ્નેહ હતો તેથી પણ અધિક સ્નેહથી હૃદય ભરાઇ ગયું. ઉત્તર આપ્યાં પહેલાં તે ક્ષણવાર અટક્યો.

“સુખી રહેજે વ્હાલી! તું માગે છે તે આપું છું. એમર્સન તેના એક નિબંધમાં કહે છેઃ ‘તમારી અધ્યાત્મ વિદ્યામાં ઇશ્વરનું વ્યક્તિત્વ તમે સ્વીકારતા નથી; પરંતુ આત્માની ધર્મનિષ્ઠાનો વેગ પ્રાપ્ત થાય ત્યારે-ભલે એ ઇશ્વરને આકૃતિ અને રંગ ધારણ કરાવે પણ હૃદય અને જીવન તેને આધિન કરે.’ અપેક્ષા અને અન્તર્વેગ પ્રાપ્ત થાય તો હું તેને આધિન રહી પ્રાર્થના કરીશ.”

ડોકટર વૈશ્નવ આવ્યો અને વાત આટલે જ અટકી. તે પોતાના દર્દીને મળવા અને સૂચનાઓ આપવા આવ્યો હતો.

છેલ્લો અર્ધ કલાક કરુણાશંકરની સ્મૃતિમાં કાયમ જિંદગી-પર્યંત રહે તેવો હતો. હકીકત થોડી જ હતી. સ્ટેશનના એક દૂરના ખૂણામાં પેલું ચુંબન તેને યાદ રહ્યું. શારદાનાં વસ્ત્રો ગાડીમાં ગોઠવવાનું યાદ રહ્યું. વસ્ત્રોનો એ દૈવી જેવો ભાસતો સ્પર્શ યાદ રહ્યો. પેલાં ગરમ વસ્ત્રની અંદર હાથ નાખીને કરેલું આલિંગન યાદ રહ્યું. તેને ઉપાડીને ગાડીમાં મૂકી એ, અને તે કેટલી બધી હલકી હતી; તેથી થયેલો હૃદયનો ધબકારો યાદ રહ્યો. આગગાડી ચાલી અને તે પોતાનાં માતા પિતાની વચમાં બેસતી બેસતી મધુરૂં હસી તે સ્મિત યાદ રહ્યું; અને જતી રહેતી ગાડીને જોતો તે દુનિયા-બિયાબાંમાં એકલો-સ્વજનહીન-દુઃખી પત્થરની મૂર્ત્તિની પેઠે ઊભો થઇ રહ્યો એ યાદ રહ્યું.

પીઠ થાબડીને ડોક્ટર વૈશ્નવે કહ્યું, “ચાલો કરુણાશંકર, આમ કેમ ઊભા છો? તે થોડા કાળમાં પાછી આવશે, તેનો

વિચાર કરો, અને એ કાળમાં સત્યને વિશેષ નિર્મળ દ્રષ્ટિથી અને અક્કલ ઠેકાણે રાખીને કેમ તપાસવું તેનો વિચાર કરો: અને તેનાં માતાપિતાને અને તેને સુખી કરવાને તમારા પોતાના પવિત્ર સુખનો પણ વિચાર કરો."

પોતાની દ્રષ્ટિ નિર્મળ ન હતી; અક્કલ ઠેકાણે ન હતી: એવો આક્ષેપ સાંભળી ને તે જરા ક્રોધે ભરાયો; અને તેથી ગમગીની ઉડી ગઇ. ડૉક્ટરની પણ એ જ ઇચ્છા હતી.

તેણે કહ્યું, "તમે તો બહુ સારા છો. તમે ધર્મના હિમાયતીઓ તમારા વિનય માટે તો બહુ પ્રખ્યાત છો. નિર્મળ દ્રષ્ટિ અને તેજ અક્કલનો તમે ધાર્મિકોએ શું ઇજારો રાખ્યો છે?"

હાથમાં હાથ નાખીને ડૉક્ટરે કહ્યું, "ચાલો ચાલો, અહીં ઊભા રહેવાથી શું ફાયદો? ચાલો, આપણે રસ્તામાં ચાલતાં વાતો કરીશું. સ્નેહીનું મૌન અદ્‌ભૂત હોય છે. તમે છેલ્લે છેલ્લે વાત કરી તે મને નહી કહી શકો તેની કહો તે શરત."

"હું એ ખુશીથી કરીશ; અને વચન આપવા જેટલી મૂર્ખાઇ કરી તે હવે તો કરીશ જ પરંતુ સ્નેહથી નબળો બનનારો હું આ પહેલો જ નહિ હોઉં. એવી હૃદયની સ્થિતિમાં મેં વચન આપ્યું, શું કરવાનું વચન આપ્યું તે કે તે કબૂલ કેમ કરવું, તે હું ખરેખર સમજી શકતો નથી. મેં વચન આપ્યું છે કે અમુક સ્થિતિ આવશે તો હું પ્રાર્થના કરીશ."

"અને એ શું તમે મૂર્ખાઈ કરી? તમારા જેવા દુનિયામાં ઘણાં છે. હું તો કહું છું કે ડહાપણ ભરેલું આ તમારૂં પહેલું જ પગલું છે."

"પરંતુ ડૉક્ટર વૈશ્નવ, તમે અનુભવમાંથી સત્ય ગાળી શકો એવા છો. મને કહો, પ્રાર્થનાથી કશો લાભ ખરો? તૂટેલો હાથપગ શું પ્રાર્થનાથી સાજો થાય? સાધુ કે અસાધુની આસપાસ

સળગતી આગ પ્રાર્થનાથી બુઝાય? સ્ત્રીઓ, બાળકો અને પુરુષોથી ભરેલું વહાણ ડૂબતું હોય તો પ્રાર્થનાથી તરી જાય છે શું? આપણે હાથ પગ અને અક્કલ ચલાવી મહેનત કરવી જોઇએઃ એટલી વાત મને તો સાચી લાગે છે."

"બરાબર, બરાબર. કરુણાશંકર! પ્રાર્થનાથી હાથ પગ સુધરે નહિ, દર્દીનું દર્દ કમી થાય નહિ, કે સળગતી આગ ઓલવાય નહિ. તમારા મતનો જ હું એટલે સુધી તો છું. પરંતુ પ્રાર્થનાથી દર્દી, દર્દને વિસરી શકે અને દુઃખમાં સુખથી પણ વિશેષ સુખી રહી શકે. શું એવાં અસંખ્ય દ્રષ્ટાંતો પણ નથી? પ્રાર્થના તોફાની પવનને શાંત કરી વહાણને તારી શકે નહિ; પણ પ્રાર્થના એવા વિષમ સમયમાં પણ પ્રભુ તરફ હૃદયનું દ્વાર ઉઘાડું કરી શકે, અને પ્રભુની શાન્તિ સંગ્રહી શકે. પ્રાર્થનાનો ઉપયોગ કુદરતને ઉલટાવી નાખવાનો નથી; પરંતુ માનવીના ચારિત્રને; ઇશ્વરને ફેરવવાનો નહિ, પણ ઇશ્વર અને આપણી વચ્ચેના સંબંધને. તમે પ્રાર્થના કરવાને ના કહો છો ત્યારે, ઉષ્મા અને પ્રકાશ તરફ, સૌંદર્ય અને આશીષ તરફ તમારી પીઠ ધરી દ્યો છો; અને ઈશ્વર આમાંનું કશું હિત તમારે માટે કરી શકતો નથીઃ પણ કદાચ એથી ઉલટું જ, તમે પ્રાર્થના કરો છો ત્યારે, ઉષ્મા, પ્રકાશ, સૌંદર્ય, અને આશીષ તરફ ફરો છો. એ રીતે ખરેખર પ્રભુ પણ ફરે છે. પરંતુ ખરું જોતાં તો તેના તરફની તમારી સ્થિતિ ફરેલી હોય છે. તમે સમજ્યા?"

કરુણાશંકરે શાન્ત સ્વરે કહ્યું, "બરાબર સમજ્યો. પણ 'પ્રભુના નામ પર જે માગો તે મળે' એવું જે કહેવાય છે, અને ધાર્મિકો માને છે તેનું પછી શું?"

"તમે બહુ ચાલાક છો કરુણાશંકર! 'પ્રભુના નામ પર' માગવું એટલે શું? તમે કાંઇ રાક્ષસી ઇચ્છા પૂર્ણ કરવાનું માગો કે કુદરતના ક્રમથી ઉલટું માગો એ 'પ્રભુના નામ પર' માગ્યું

ગણો ખરા ? પ્રભુના નામ પર માગવું એનો અર્થ જે કાંઇ પવિત્ર, મહાન, સ્નેહભર્યું, ન્યાયી સત્ય છે, તેની ખાતર માગવું એજ સમજી શકાય. પ્રાર્થના એ ગળતા હૃદયની યાચના છે; અને એ જો ખરેખરી તેવી જ હોય તો, અંતે હૃદય શાંત થઇને પ્રભુને કહ્યા વિના નથી રહેતું કે 'તો પણ મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે'."

"એમ જ, અને એજ હું કહું છું. ગમે તેવા નિખાલસ દિલથી આપણે પ્રાર્થના કરીએ પણ અંતે તો પ્રભુનું ધાર્યું જ થાય છે. ત્યારે જ હું કહું છું કે પ્રાર્થનાનો ઉપયોગ શો ?"

"હવે કરુણાશંકર, ખરેખર તમારું હૃદય હજૂ બહુ કલુષિત છે. પ્રાર્થનાનો ઉપયોગ શું એ હું કહી ગયો છું. બાહ્ય સ્થિતિમાં કશો ફેરફાર થતો નથી; પરંતુ આન્તર સ્થિતિમાં થાય છે."

"ખરેખર, તમારી આખી સાંકળની કડીઓ બહુ બંધબેસતી છે. પણ પયગમ્બરો અને મહાત્માઓ પ્રાર્થનાથી અનેક ચમત્કારો કરી ગયા છે, અને કહેવાય છે કે પ્રાર્થનાથી તો પર્વતો ફેરવવા હોય તો પણ ફરી શકે. એ તો જૂઠું જ કે નહિ ?"

"જૂઠું જરા પણ નહિ."

"ત્યારે, 'પર્વત તું ખસી જા,' એમ કહેવું, અને 'જ્વર તું ઉતરી જા' એમ કહેવામાં શું તફાવત છે ?"

"તમે બરાબર ચાવી દાબી છે. પરંતુ એ ચમત્કારોમાં એક નાની સરખી એટલી જ વાતની જરૂર છે કે પર્વતને ખસી જવાની આજ્ઞા આપતાં તે ખસી જશે એમ માનવું જોઇએ. પછી શંકા જરા પણ ન જોઇએ. હવે અત્યારે એ નર ક્યાં છે કે જેના મનમાં આવી બાબતોમાં પણ શંકા ન આવે ? પર્વત તો મનમાં શંકા દુરાગ્રહપૂર્વક આવી ઉભી રહે છે તેનો ખેસવવાનો છે. પ્રથમ તો એ પર્વતને ખેસવી નાખવો જોઇએ. પ્રાર્થનાનું ઉત્તર મેળવવું

હોય તો પ્રાપ્તિ તમે માની શકો, એવી વસ્તુ માગો. પ્રથમ તો ધર્મ પુસ્તકો મૂર્ખોએ નહિ પણ બહુ મોટા જ્ઞાની પુરુષોએ લખેલાં છે એ સમજો. એ પુસ્તકોનો અભ્યાસ ફરી શરૂ કરો. નરકની વાત તમે સમજેલા નહિ, પ્રભુના કોપની વાત તમે સમજેલા નહિ, પ્રાર્થનાની વાત તમે સમજેલા નહિ ! તમે શું બરાબર સમજ્યા છો એ કહેશો ? ”

દામા ભગતના પ્રસંગથી શરૂ થએલી આ ધર્મવિચારની નવી ચર્ચાથી કરુણાશંકરના નાસ્તિક વિચારો ડગી જવા લાગ્યા. તેને કશી ખાતરી થઈ ન હતી; પરંતુ પ્રથમના વિચારો પર જે દૃઢ વિશ્વાસ હતો, તે હવે રહી શકતો ન હતો; અને શંકા બહુ આવવા લાગી. થોડા દિવસ તે ભાષણો આપવા કે સાંભળવા ગયો નહિ. તેણે પુસ્તકો નવાં નવાં હાથમાં લીધાં, ભાગવત થોડું વાંચ્યું અને પડતું મૂક્યું. તેમાં બહુ સુંદર કેટલીક ભાવનાઓથી વિશેષ તે કશું જોઈ શક્યો નહિ. ગીતા લીધી તો તેથી પણ શાન્તિ થઈ નહિ. બાઈબલની સરલ ભાષા તેને વધારે રૂચિ, પણ એટલું જ. કાર્લાઈલનું Sartor Resartus વાંચીને તેને આશ્ચર્ય થયું. કાર્લાઈલ જેવો સખ્ત આદમી–તેનામાં આવી શ્રદ્ધા ક્યાંથી ? Pope નો મનુષ્ય ઉપરનો નિબંધ વાંચ્યો, જ્યોર્જ હર્બર્ટની કવિતા વાંચી અને તેની પવિત્રતાથી તે ખુશ થયો; પરંતુ કશાથી સંતોષ થયો નહિ. સ્વસ્નેહ હજૂ બળાત્કારે પોષણ માગતો હતો. મંડળીના પેલા જયનાદ વિના તેને જીવન શુષ્ક લાગ્યું.

.. ત્યાં તે ફરી ખેંચાઇ ગયો અને તેથી આખી મંડળીમાં બહુ આનંદ થયો. તે ગયો તે દિવસે બહુ રસિક ભાષણ હતું.–‘ લગ્ન કરાર માત્ર છે અને ધર્મને તેની સાથે કશો સંબંધ નથી, ’–એ. પરંતુ વરવહુના સંબંધને શિથિલ કરે તેવી વાત કરુણાશંકરના હૃદયમાં હાલ ઉતરે તેમ ન હતું. શારદાને તે કરારમાત્રથી સ્વીકારે એ વિચારને તેની લાગણી અત્યારે આદર આપી શકે તેમ ન હતું.

તેનું હૃદય હજૂ સ્નેહથી બહુ કોમળ–પોચું હતું. એ ચર્ચા સર-સ્વતીએ સ્થાપી હતી, અને તેના વિચારો એ વિષય પર બહુ દૃઢ હતા. છેડા છૂટકામાં નામોશી શી ? જિંદગીભર એકની એક જોડી કાયમ રાખવાથી લાભ શો ? પશુ પક્ષી પોતાની લાગણી પ્રમાણે વર્તે છે અને માનવી પણ એક પ્રાણી જ છે, તો તે સ્વતંત્ર કેમ નહિ ? સરસ્વતીના ભાષણની કરૂણાશંકર પર અસર થઇ: તેના હાવભાવની અસર થઇ. ખોયેલું જીવન ફરી મળ્યું હોય તેવી અસર થઇ. તે નિત્યની પેઠે સભા બરખાસ્ત થયા પછી સરસ્વતીની સાથે ચાલ્યો.

રાત્રી સુંદર અજવાળી હતી. ચન્દ્ર પ્રકાશતો હતો; અને યુદ્ધને અંતે જીવતા રહેલા થોડા મહાવીરો સંધિ કરી, રણક્ષેત્રમાં ફરતા હોય તેમ, માત્ર મોટા મોટા તારા આકાશમાં ધીમે ધીમે ચાલતા દેખાતા હતા. પવન સૂતેલાં પુષ્પનો ભ્રમર છૂપો છૂપો મંદ મંદ ઉડતો હતો. યુવાન યુવતીની ગોષ્ઠિ પણ સમય જેવી જ રસિક હતી: અને બંનેનાં ચિત્ત રસમાં પરોવાઇ ગયાં હતાં. મહાન કલાવીરો અને વિચારવીરોને શ્રમ લાગે તેવા વિષયોની વિશ્વાસથી અને સહેલાઇથી ચર્ચા ચાલી રહી હતી. ઇશ્વર અને અનન્તતા, સ્વતંત્ર ઇચ્છા અને પ્રભુનું નિર્માણ: મનુષ્ય અને અવસ્થા, આપણાં કર્મ અને આપણી ઘટના: આવા વિષયો પર વાત ચાલતી હતી; અને બંને એક બીજાંનાં મતોને મદદ આપતાં હતાં. બંને દૂર દૂર વૃક્ષોની ઘટામાં ભાન વિના ચાલ્યાં ગયાં, અને લાંબા લાંબા હાથ કરી સુધાંશુનું સુધા ઝિલતાં વૃક્ષોને, પાછળ છોડી દીધાં. તેઓ પાછાં ફર્યાં ત્યારે મધ્યરાત્રિ થવા આવી હતી. સરસ્વતીને ઘેર પહોંચતાં તે પરીનાં નિમંત્રણથી જમવા રોકાયો. તે 'ના' કહી શકે તેવી હૃદયની સ્થિતિ ન હતી. ઘરમાં ગયાં ત્યારે ચાકરડીએ કહ્યું કે તેણીનાં માતાપિતા સૂઇ ગયાં છે અને જમવાનું તૈયાર રાખવા કહી ગયાં છે. બંને જમવા બેઠાં, પણ

જમ્યાં નહિ. કરુણાશંકર યુવતીના સ્વરથી મોહિત બની ગયો હતો, અને સ્પર્શથી બેભાન. ઇન્દ્રિયો મધુર ઝણઝણાટથી સન્નિપાતની પેઠે કંપવા લાગી. પક્ષીને સર્પની દ્રષ્ટિ ખેંચી લે, તેમ તેની દ્રષ્ટિને યુવતીની દ્રષ્ટિએ ખેંચી લીધી. સન્નિપાતમાંથી હૃદય છેક ઘેલું બની ગયું; અને તેનો હસ્ત પેલા કંઠ પર વીંટાઇ વળ્યો: અધરે અધર મળ્યા.

કાંઇ વજન તૂટી પડયું હોય તેવો ઓરડામાં ઓચિંતો ધબકારો થયો. બંને ચમકયાં; આસપાસ જોવા લાગ્યાં પણ કાંઇ નજરે પડયું નહિ. એ શું હશે? ઘડિયાળમાંનો કોઈ સંચો તૂટી પડયો હશે.? નહિ. નિયમસર એ તો ટક ટક કર્યા કરતું હતું. પરંતુ એ વિક્ષેપથી યુવાનની ઇન્દ્રિયો પાછી સ્થાને આવી ગઈ. તેણે ગજવામાંથી ઘડિયાળ ખેંચી કાઢયું.

"એક વાગ્યો–સરસ્વતી! કાલે મળીશું."

તે ગયો. પાછળ શયતાન તાળીઓ વગાડતો હોય, ઇન્દ્રિયોના વિકારો પીછો લઈ પાછળ દોડતા હોય તેમ તે ગભરાયેલો જલ્દી જલ્દી ચાલવા લાગ્યો અને પોતાને ઘેર પહોંચ્યો ત્યારે નિરાંત વળી.

તેણે ઘરમાં જઈ જોયું તો બે પત્રો ટપાલમાંથી આવેલા બત્તી પાસે મેજ પર પડયા હતા. એકના અક્ષર તો પેલા વ્હાલા કોમળ હસ્તના હતા. તેણે તેને ચુંબન લીધું અને પત્ર ઉઘાડયો. દિલાસાના આશાભર્યાં મધુર શાન્ત શબ્દો તેણે વાંચ્યા. તેના નેત્રમાં અશ્રુ ભરાઈ આવ્યાં, "આશા રાખજો વ્હાલા! સ્વર્ગ બહુ દૂર નથી: તમારા હસ્ત ત્યાં પહોંચી શકે તેટલા લાંબા છે." તેણે પત્ર ફરી વાંચ્યું અને પછી પેલું બીજું પત્ર ઉપાડયું. અક્ષર કોઈ વેપારીના હતા. પત્ર ઉઘાડયું. જે પેઢીમાં તેનાં નાણાંનો મોટો ભાગ હતો તે તૂટી ગઇ તેના તેમાં ખબર હતા. તેની સૌથી મોટી આવક બંધ થઇ.

કાગળ હાથમાંથી સરી પડ્યો. પેલો નદીનો અકસ્માત, સરસ્વતી તરફના સ્નેહનો પશ્ચાત્તાપ અને તેની સામે શારદાનો દૈવી સ્નેહ તેના હૃદયમાં સાથે ઉછળી આવ્યાં. પોતે પાપી હતો એ લાગી આવ્યું. તે ઘૂંટણિયે પડ્યો અને હાથ પર શીશ ઢાળી દીધું. તે શબ્દ બોલ્યો નહિ પરંતુ તેનું હૃદય મહાન પ્રભુની દૃષ્ટિ નીચે શક્તિહીન ઢળી પડ્યું: નિરાધાર બની ગયું. ગર્વ ગળી ગયો; અને આધીન વહવા લાગ્યું. હૃદયની એ સ્થિતિ જ પ્રાર્થના હતી!!

# પ્રકરણ ૧૧ મું

## જાદૂઇ દંડ

**ન**વાઇ જેવું છે કે તે રાત્રીએ કરુણાશંકરને મીઠી શાન્ત નિદ્રા આવી. ઘણા માસથી હૃદયમાં ભાર ભર્યો હતો તે જાણે ઠલવાઇ ગયો, અને પ્રભાતે તે જાગ્યો ત્યારે હૃદય હલકું ફૂલ બની ગયું હતું. બળ હતું, પ્રવૃત્તિની શક્તિ હતી, આશા હતી અને સર્વ મુશ્કેલી પર જય મેળવી શકાશે તેવો તેને વિશ્વાસ હતો. આવી પડેલી આફતમાં તેણે મગજ ઘુંચવી નાખ્યું નહિ. પરંતુ ગુલાબરાયને તેણે પોતાની પડતીના અવશ્ય સમાચાર આપવા જોઇએ; અને પછી વિશ્વાસ રાખવો જોઇએ પોતાના ભલા બૂરા કિસ્મતમાં. એટલા કાળ સુધી પોતાનું ગુજરાન સારી રીતે ચાલ્યું જાય તેટલી સગવડ હતી અને દૃઢ રહેવાનો તેનો નિશ્ચય હતો.

નાસ્તા પછી આ ચોથી વખત તે શારદાનું પત્ર વાંચતો હતો, અને એટલામાં દામા ભગતનો પેલો પ્રફુલ્લ સ્વર સાંભળ્યો.

તેણે બૂમ પાડી, " આવો ભગત આવો. વળી દ્રાક્ષ લઇ આવ્યા છો કે ? "

" ના શાયેબ, આ ફેરે તો નથ. થોડાંક જાંબુડા સે."

" બસ એટલું જ ? અને તમારી પેલી નવી ચાવી ક્યાં મૂકી આવ્યા છો ? "

"ઇને તજી દઉં તારે તો આંધળો ભેંતજ બની જાઉં કની? ઇને તો ભેગીને ભેગી ફેરવું ને છાતીની કંસે ટાંગી રાખું કે હૈયું ફુલેલું ને આણંદમાં જ રે."

"બરાબર, મને ફરી જોવા આપશો? એ તમારૂં શાસ્ત્ર હું વિસરી ગયો.—શેનું શાસ્ત્ર?"

"સમરૂપનું શાસ્તર, શાયેબ! ડાકટર શાબ ઇને સાસ્તરનું સાસ્તર કેસે. ઈ સાસ્તરથી ભગોળ ને ખગોળ ઇ બધાંય સાસ્તર પાદરાં થઇ પડસે."

"અને તેથી તમારૂં હૃદય વિશાળ બને છે. નહિ?"

કરુણાશંકરની તે જ દૃષ્ટિથી દાસો આનંદમાં આવી ગયો. તેણે કહ્યું, "જૂવો ડાકટર શાબ હું નો તો કે તો?"

ડૉક્ટર વૈશ્નવને સંબોધીને જાણે એ પાસે જ ઊભા હોય એમ બોલીને, ફરી કરુણાશંકરને કહેવા લાગ્યો, "જૂવો શાયેબ! હું નો તો કેતો કે ઝેંણાં ઝેંણાં ફૂલડાં સુરજ મારાજને ભાળીને ખીલે સે. ઇમ તમારી આંખ્યો આ સાસ્તરને ભાળીને ઉઘડી જાહે."

તેનો આવો ઉત્સાહ જોઇને કરુણાશંકર હસીને બોલ્યો. "કેમ ભગત! તમે કહેતા હતા કે એ ચાવીથી પેટીની પેઠે ધર્મપુસ્તકો ઉઘડે અને અંદરથી જવાહીર જોઇએ તેટલા મળે?"

"ખરૂં શાયેબ. અને ધણીએ હાણ ઇમ મેં પેટી ઉઘાડી સે ને તમે કોસો ઈ જવેરાત લેઇ લેઇને આ હૈયાનાં ગુંજાં ભર્યાં સે. નવાઇ જેવું તો ઇસે કે જેમ ગુંજું ભરૂં સું ઈમ ઈમ લોંબું થતું જાય સે."

કરુણાશંકરે કહ્યું, "ઘણું સારૂં. આ એક નાની પેટી રહી. લાકડાની કહો કે વજ્રની. મારી હાજરીમાં તેની ઉપર તમારી ચાવી અજમાવી જૂવો."

"હારૂં શાયેબ જોઇહું સું નીકળે સે ઇ."

"આ રહી પેટી. દામા ભગત! આ બાઇબલ છે તમે જાણો છો કે ખ્રિસ્તીઓનું મોટામાં મોટું ધર્મપુસ્તક બાઇબલ છે."

"ભાગવત કે એવું કોય નથ?"

"ના આ ઠીક છે. અજાણ્યા તાળામાં જેમ એ તમારી ચાવી કેવું કામ કરે છે?"

"હારૂં સાયેબ."

"આદમ અને ઈવની વાતની તો તમને ખબર છે કે?"

"હા"

"એ બંનેએ ઇશ્વરે મના કરેલું ફળ ખાધેલું, અને તેથી શાપ લાગેલો એ પણ જાણતા હશો."

"હા."

"બહુ જ સારૂં, ત્યારે સાંભળો."

"હું."

'આમાં લખ્યું છે કે: 'અને તેઓએ દિવસના થંડા ભાગમાં સ્વામી ઇશ્વરનો અવાજ વાડીમાં સાંભળ્યો; અને વાડીનાં વૃક્ષોમાં આદમ અને તેની પત્ની, સ્વામી ઇશ્વરના સાન્નિધ્યથી છૂપાઈ ગયાં.' આ ફકરો ખાસ તમારી આગળ મૂકું છું, કેમકે એક અંગ્રેજ લેખકે તે સંબંધે થોડું લખેલું છે. આ વાત પર એ લેખકે ઘણી સારી રમુજ કરી છે; અને એ વાંચીને અમને સૌને બહુ આનંદ આવેલો. એ લેખક જાણવાની ઇચ્છા રાખે છે કે ઇશ્વરના અવાજને પગરખાં પહેરીને ચાલવાના પગ હોતા હશે?' પછી લેખક પૃચ્છા કરે છે – 'આદમ અને તેની પત્ની, ઇશ્વર, જે સર્વવ્યાપક કહેવાય છે તેની પાસેથી ક્યાં છૂપાઈ ગયાં હશે? અને આ જમાનામાં બાળકો સંતાકુકડી રમે છે તેમ, તે જમાનામાં ઇશ્વર અને માણસો રમતાં હશે કે શું?"

દામાએ કહ્યું, " અરેરે ! મનખ બિસારાં કેટલાં બધાં અગનાની સે ? દેડકાએ બૂડી મરતા સોકરાને જોઇને પણ ઇમ જ કર્યું'તું. હવે જૂવો શાયેબ, તમે જ ઇ કુંસી લ્યોને તમારે હાથે પેટી ઉઘાડો અને ઇમાં હું સે ઇ જૂવો. પેલાં મેં તમને વાડી ઇ સેનું સમરૂપ કયું તું ? "

સંસ્કારયુક્ત મનનું: અને એ સાદૃશ્ય મને બહુ સુંદર લાગ્યું હતું. "

" ઠીક સે. અને કિરતારનો અવાજ હું સે ? મનખનો અવાજ તો ઘણી દાણ હું હોય સે ઇતો હું જાણું સું, આદ્યથી અન્ત હુધી અસત. પણ પરમેસરનો અવાજ હું સે ? "

" હાં, હું સમજ્યો. તમારે કહેવું છે કે ઇશ્વરનો અવાજ સત્ય છે.

" ઇમ જ. એસ્વરી સત. ઠીક. હાલવું ઇ સું હસે ? હાલવું ઇ ગતિ કરવી સે. ઇ ત્રણે વાતુંને ભેગી કરીને જૂવો કે ઇસું હસે ? "

" સારૂં, વાડી એ મન છે, અવાજ સત્ય છે અને અવાજનું ચાલવું એ સત્યની ગતિ છે. તમારા શાસ્ત્રના શાસ્ત્ર પ્રમાણે વાડીમાં પ્રભુના અવાજનું ચાલવું એ સંસ્કારી મનમાં સત્યનું ઉદ્દીપન થવું છે."

" ઘડીડી બદકડી જાણે સે કે બસ્સું ઇની મેળે તરતાં સીખી જાહે, ઇમ મને ય ખાતરી હતી કે તમે ય તમારી મેળે આ જાણી જાહો. "

" એ તો સમજાય એવું સ્પષ્ટ છે, પણ દિવસના ઠંડા ભાગમાં શા માટે ?

" ઇ બેયે અન્વય નો'તો કર્યો ? " દામાએ પૂછ્યું, " પરભુ ભણી ઇ ટાઢાં નો'તાં થઇ ગ્યાં ? આપણા હરીર દેવસોમાંથી હેંડેસે ને આપણાં મન અસ્થિતયુંમાંથી હેંડેસે. પરભુ ભણી ટાઢાં મન ઇ બેયનાં તારે હતાં એટલે દેવસને ટાઢો પોરઃ ઇમ લખ્યું સે. "

"એ પણ સાચું. હું કબૂલ કરું છું, પણ બીજી એક એ વાતો પણ ધુંધારા ભરેલી છે. વૃક્ષોમાં ઇશ્વર પાસેથી આદમ અને તેની વહુ સંતાઇ ગયાં એ શું?"

"સમરૂપનું સાસ્તર જાણે સે ઇને ઇ હંધુંય હેલું સે. તમે એક અસ્થાનેથી બીજે અસ્થાને ભાગવાથી પરભુ કનેથી હંતાઇ સકો ના, પણ તમે પવિતરતાની ઇસ્થિતિમાંથી પાપની ઇસ્થિતિમાં જાવો ત્યારે હંતાઇ શકો. પાપ તિયાં પરભુ નથ. અન્યાની ઉપર ઇની આંખ નથ. ઈ આદમ ને હવા પાપમાં નાહી ગ્યાં તાં, ને ઇથી હંતાઈ ગ્યાં. ઇ પાપ કિયું? જે ઝાડનું ઓલ્યું ફળ ખાધું'તું ઇ જ ઝાડ નેસેં ઇ હંતાઇ ગ્યાં તાં. ઇ ફળ એંકારનું. હારૂં સું ઈ હું જાણું ને ભૂંડું સું ઈ હું જાણું—ઈ હું હુંનું ઇ ફળ. પરભુએ બીજા બધાં ય ફળ—હારા હારા ગુણો—ખાવાની રજા દીધી તી પણ ઇ રજા વન્યાંય એંકારનું ફળ એણે ખાધું. પસે બધાય હારા ગુણો-રૂપાળા ગુણો ભાગી હેંડયા. ડાક્ટર શાબને તમારૂં ભોખણુ હોંભળીને મેં કયું તું કે આ ઈ આદમવાળા એંકારના ઝાડ નેસે પરભુ કનેથી હંતાઇ ગયા સે ને ઈજ બધાં ય મનખ વસ્સે હું ઊભો થઇને હંભળાવત, ડાક્ટર શાબે ના પાડી નો હોત તો."

"હું ખરેખર દિલગીર છું. તમારે કહેવું હતું. દરેક મનુષ્યના અભિપ્રાય સાંભળવાનું મને ગમે છે. પણ હું તમને કામમાં તો ખોટી નથી કરતો?"

"કાંય રે નઇ શાબેબ! દાણાની વખારમાં મરવડીનું બરસું પુરાઈ રીયું તારે ઈણે કયું તું કે મારા કાંમ મારી વાટ જોસે, ઈમ મારાં ય કાંમ બગડી જાસે નઇ."

આવા હાજર જવાબથી કરુણાશંકર હસવું ખાળી શક્યો નહિ. વળી કેવી સરળતાથી એ બધી વાતો સમજાવતો હતો! અન્ય ધર્મની આવી નવાઇ જેવી વાતોનો ખુલાસો નહિ જ

કરી શકે એવી કરુણાશંકરની ખાત્રી હતી. પણ વિચારની કડીએ કડી તેણે કેવી મેળાવી આપી? કરુણાશંકર હસતો હતો અને આશ્ચર્યથી ડોસા સામે જોઈ રહ્યો. પ્રથમની મુલાકાતમાં તે જરા ચીડાએલો, પરંતુ આ વખતે સંતોષની લાગણીમાં ચીડ તણાઇ ગઈ.

તેણે કહ્યું: "તમે ગઈ વખતે આવેલા ત્યારે મારાં કાર્યોની જરા મશ્કરી કરેલી અને કહેલું કે એ બધાં સ્વર્ગનીસરણી ચણનારા રાક્ષસો જેવાં છે. પુરાણમાં એ વાત કોઇ સ્થાને હશે; પણ એ નવાઇ જેવી છે. રાક્ષસો સ્વર્ગનીસરણી ચણવા લાગ્યા ત્યારે વિષ્ણુને ધાસ્તી લાગી કે રખે તેઓ નીસરણી પૂરી કરે, અને તેથી તે નીચે ઉતર્યો અને રાક્ષસોની ભાષામાં એવો કાંઇ બડબડાટ કરી દીધો કે તેઓ એક બીજાની વાત સમજી શકે નહિ. બાઇબલમાં આવી કથા છે. હવે જો વિષ્ણુ લક્ષ્મી સાથે સૂઈ રહેલ હોત તો પણ થોડા કાળમાં રાક્ષસો થાકીને કામ પડતું મૂકી દેત. કદાચ એકાદ નિસરણી ચણી હોત તો પણ પછી હવા એટલી પાતળી આવત કે શ્વાસ ન ચાલવાને લીધે કામ અગાડી ચાલત નહિ. પણ ચણતર, ઈંટ અને ગારાનું હતું એટલે ઊંચું પણ કદી ગયું જ નહોત. તમારૂં શાસ્ત્રનું શાસ્ત્ર એમાં શું કહે છે?"

"ઓહો! ડાક્ટર શાયેબે આ વાત મને ઘણી વાર કઇ સે. પુરાણમાં ઇ સે કે નઈ ઇ તો પરભુ જાણે; પણ ખ્રિસ્તિની પોથીમાંયથી ઈ ડાક્ટર શાયેબે વાંસી'તી. રાખસ પોંણાને ઠેકાણે એંટથી, અને સુનાને ઠેકાણે ગારાથી સણતા'તા. પોંણાં સું સે? પરભુ પંડની બખસીસ. એંટ શું સે? મનખની બનાવટ. ઇથી પોંણો ઇ પરભુનાં સતનું સમરૂપ સે, ને એંટ મનખના અસતનું. પોંણામાં ને એંટમાં તફાવત સે એવો જ પરભુના સતમેં ને મનખના અસતમેં સે—નઇ?"

"એમ જ. અગાડી બોલો. મને વાંધો લાગશે ત્યાં હું તમને ખેંચી રાખીશ."

“ બીજું–સુનાને ઠેકાણે ગારો હતો. ગારો સું સે ? પકડી ન રાખે એવો ઇ સે. સુનો સું સે ? વરખો ને વરખો હુધી પોણાને હારે ને હારે જડી રાખે એવો ઇ સે. ચુનાની ગોડે હૈયે જડી રાખનારૂં સું સે ? સનેહ. એક બેજ્જંને સુટાં સુટાં વખુટાં કરી નાખે ઈ સું સે ? સવારથ. તારે ઇ રાખસ બધાય સનેહને સતથી નઇ, પણ સવારથ ને અસતથી સણતા’તા. આપમતીલાઉંના સવારથને ભુલ્યુંના કેટલા બધા આ દુન્યામાં કેલા સણાયે જાય સે, ને સણાયા સે ? ને ઇ હાટું–ઈ બધાંય નુગરાંનાં કામ સે. આ બધાય મોટા મોટા મેંત ને બાવાને ઈ ઢોંગ ધતુરા કરી સું સણે સે ? ને ઇની હામે બોલનારા આ તમારા તરકવાદીયુંની ટોળીવાળા સું સણે સે ? ”

“ સાચું, સાચું: હું એ કબૂલ કરૂં છું. આપણાં બધાં કાર્ય ઇંટ જેવા બનાવટી પદાર્થનાં ને સજ્જડ નહિ એવાં જ છે. પરંતુ ઇશ્વરને નીચે ઉતારી, તેઓની ભાષા ગોટવી નાખવાની તસ્દી કેમ લેવી પડી હશે ? ”

“ કેમ લેવી પડી હસે ? આપણાં કામ ઈ જોવા ન ઉતરે ને વળી ભુંડાં કામ આપણે કરીએ તારેંય ન ઉતરે તો આપણું સું થાય ? ઈ કાંઇ નાટકમાં સરસતી–મોરલા ઉપર સડીને આવે સે એમ નથ આવતો; પણ એનું ડાપણ આપણાં કામ તપાસવા આવે સે, ને ભૂંડા હોય તો અગાડી ન સાલે ઇ હાટુ ઘુંસવી દેસે. ”

“ સાબાશ, સાબાશ,–ભગત, આ સમરૂપનાં હથિયાર તમારાં એવાં છે કે ગમે તેવું ઓચિંતું ધાડું પડે પણ તમે લૂંટાઓ નહિ. આ ચમત્કારી શાસ્ત્રનું કોઇ પુસ્તક પણ હશે ?

“ પુસ્તક ! આ તમારી કાંણી કને પડ્યાં સે ઇથી યે મોટાં મોટાં બાર તેર પુસતક સે. હું ભૂલ્યો–વીસ પચીસ કે ઇથીયે વધુ સે. તમે કેસો તો ડાકટર શાયેબ બતાવસે ને વાંસવા હસે તો વાંસવાય દેસે.”

"હા, બરાબર. આ ચીઠ્ઠી એમનાં પુત્રી દુર્ગાબાઇની છે. આજે રાત્રે જમવાનું નિમંત્રણ છે. જરા ઊભા રહેશો? તો હું ઉત્તર લખી આપું. ઘણું કરીને તો હું નક્કી આવીશ; અને ડૉક્ટર સાહેબ પાસેથી કાંઇ વિશેષ સમજી શકીશ."

"જોજો, શાયેબ." દામાએ કહ્યુ: "એ પોથિયું કાંય એકલા સમરૂપના સાસતરની નથ; પણ ભગવાન સે ને ભગવાને અવતાર લીધો સે ને બધીયું ય વાતું ઉજળી દીવા જેવી બતાવી દેસે."

"ઓહો, એતો બહુ થઈ જશે," કરુણાશંકરે કહ્યું; "મને લાગતું નથી કે એ વાતો હું કદી માની શકું. ઇશ્વર ધાવણું બાળક શી રીતે બની શકતો હશે? અને પેલા ભીલનું તીર વાગવાથી પેલો કાળો ઇશ્વર શી રીતે મરી ગયો હશે?"

"મને ખબર નથ. ઇ સોપડિયું તમે વાંસસો તો જાણસો. પણ જૂઓ–બાપુ, મનખ કાંઇ બધીયું વાતુંનો તાગ લઇ શકે? ડાક્ટર શાયેબની વાડીમાં સું સું હસે એની અરધીય બાબતું આપણ જાણતા નથી. ગંધારૂં ખાતર હું નાંખું સું, ઇમાંથી તમારા હાટુ લાગ્યો' તો એવી ધરાખ કેમ થાતી હસે? ઈ તમે કઇ સકહો? મેં વડના ઝાડ ઉપર અંજીરની કલમ નોંખી'તી. હવે એકમાં ટેટા ને બીજી ડાળીમાં અંજીર થાય સે ઇ એક જ ધરતી ને એક જ મૂળિયાં ને ઈ રસ કેમ–સું થઇને સડતો હસે! બધી વાતુંના કાંઇ મૂળ જણાય સે? તો આ મૂળિયાં વનાનાં ઝાડવાંની, મનખની, ને પરભુની વાતું તે કેમ કળાય? પણ તમે વાંસસો તો ઘણું ય જાણસો ખરા. તમારામાં એટલી પરભુની બરકત સે તો જાણસો."

"ઉપકાર માનું છું–ભગત! લ્યો રામ રામ હવે."

"રામ રામ, બાપુ! રામ રામ."

ભગત ગયો અને કરુણાશંકર વિચારમાં પડ્યો. ગઈ રાતના અનુભવ તરફ તેના વિચારો ઢળ્યા. "પેલો દુષ્ટ વિકાર." તે બોલ્યો; "પણ એ છબકારો શેનો? એ શું હશે? મારું ભોળું કબૂતર તે જાણે તો કહે કે 'ઈશ્વરનું નિર્માણ.'" ગમે તે હોય, ભૌતિક કે આધ્યાત્મિક–પણ મારો બચાવ એથી થયો. તેનાથી દૂર જ રહેવું, તેણે મારાથી દૂર રહેવું જોઈએ. સ્પર્શયોગ્ય નહિ; અને આ ભલો આદમી તેની વાતોથી–તેના સમરૂપના શાસ્ત્રથી મારું મગજ ભમાવી દે છે. ખરેખર, એમાં હશે તો કાંઈ જ નહિ; અને છતાં એ કેટલું બધું સુરીલું છે! 'સત્ય પ્રબળ છે અને તેનો જય થશે." હું એ વાતમાં તપાસ તો કરીશ; પણ શારદાની ઈચ્છા પ્રમાણે રાતે મેં શું પ્રાર્થના કરી હતી? ઠીક છે. હું પ્રાર્થના ન કરું પણ આશા તો રાખીશ કે સત્ય શોધીશ તો સત્ય પામીશ; અને મળશે તે જશે નહિ. હા પરિણામની દરકાર કર્યાં વિના સત્ય હોય તે પ્રમાણે વર્તવું. સત્યને અનુસરતાં સત્ય મળે છે."

તેણે શારદાનું પત્ર લીધું અને ફરી વાંચ્યું.–"આશા રાખજો વ્હાલા!–સ્વર્ગ બહુ દૂર નથી. તમારા હસ્ત ત્યાં પહોંચી શકે તેટલા લાંબા છે."

# પ્રકરણ ૧૨ મું

## મૃત્યુમાંથી જીવન

ડૉક્ટર વૈશ્નવને ઘેર કરુણાશંકર માટે આદર હતો અને સ્નેહ હતો. તે ગૃહસ્થ તત્ત્વજ્ઞાનનો અભ્યાસી હતો એટલું જ નહિ, પરંતુ સાહિત્ય પણ તે પુષ્કળ વાંચતો, અને કવિતાના રસનો પણ વિહારી હતો. તેની અને તેનું જ અનુકરણ કરી અભ્યાસ કરનારી તેની પુત્રી સાથે કરુણાશંકરને બહુ આનંદ આવ્યો. હાલના જમાનાના લેખકો પર ચર્ચા ચાલી હતી. એમર્સન અને કાર્લાઇલ, ડીકન્સ અને થેકરે, ટેનિસન અને લોંગફેલો, એની વાતોમાં જીવન પૂરૂં થયું. કરુણાશંકર વાતોના રસમાં પોતાનું દુઃખ વિસરી ગયો. તેને આ નવો જ અનુભવ હતો. પોતાની મંડળીના માણસોમાં અને અત્યારે આનંદ લેતો હતો તે માણસોમાં બહુ તફાવત હતો. પેલા મંડળીવાળા ચાલાક હતા ખરા, પણ જ્ઞાનની શાન્તિ તેઓનાં હૃદયમાં કે મુખપર ન હતી. તેઓના વિચારો તે જ હતા પણ મુકાબલે બહુ છીછરા હતા.

ભોજન પૂરૂં થયું એટલે ડૉક્ટર વૈશ્નવે કહ્યું, “ આપણે હવે નાસી જઈશું તો દુર્ગા ખુશી થશે. તે હવે થોડું ઘરકામ અને પુસ્તકો લેઇને બેસશે, અને આપણે પેલા ઓરડામાં બેસીએ અને દુર્ગાને ગડબડાટ કરવા ત્યાં નહિ આવવા દેઇશું. ”

એટલું કહીને તે અતિથિને પુસ્તકાલયમાં લેઈ ગયો; અને આરામ ખુરશી પર તેને બેસારી પાસે બીડીઓની પેટી રાખી. કરુણાશંકરે હસીને માથું ધુણાવ્યું પછી ડૉક્ટરે મેજ પર પ્યાલા રાખ્યા અને પૂછયું: "તમે જમતી વખતે કાંઈ જ લીધું નહિ, પણ હવે દ્રાક્ષાસવ થોડો ?"

ફરીથી કરુણાશંકરે હસીને માથું ધુણાવ્યું અને કહ્યું: "હું કાંઇ જ લેતો નથી."

"શું કાંઈ જ નાનું સરખું વ્યસન નહિ ? એ તો નહિ ચાલે, ત્યારે તો સુધારાનો સાથી હું છું. આ કાળમાં શિશાને ન પિછાને એ તો ઘેલો કહેવાય ! થોડા દિવસ અહીં આવશો તો શિશો ઉઘાડતાં શીખવી દેશું. હું તો આ દૈવી રસથી ભરેલ નાની પ્યાલીથી આન્તરમોહિનીને શાન્ત રાખું છું. હું તેને કાંઈ જ આપું નહિ, તો તેના સંગીતથી મારું મૃત્યુ થાય. યુલિસિસ–તમે જાણો છો–પોતાના શરિરને કૂપદંડ સાથે બાંધીને તે સંગીતની અસર અટકાવતો. હું વધારે ડાહ્યો નથી ? તે માગે છે એ થોડું આપીને હું તેને શાન્ત રાખું છું. તેને એ આનંદ આપે છે, અને મને હાનિ થતી નથી. વળી મારામાં ટીંખળ પણ નાનાં નાનાં ભરેલાં છે, અને તે બધાં હું બીડીના ધુમાડા સાથે ફૂંકી કાઢું છું."

કરુણાશંકરે કહ્યું, "મારી મોહિની એમ શાન્ત થતી નથી એટલું જ દુઃખ છે તો. એ તો ગાય છે અને રડે છે; અને મને એવી વળગી રહે છે, કે જરાવાર પણ હું છૂટો થઈ શકતો નથી. નાના ટીંખળ કરતાં મારા દિલમાં કાંઈ વધારે ખરાબ ખાસિયત ભરી પડી છે–એવા સાહસિક વિકારો કે ક્ષણવાર પણ ચૂપ ન રહે, અને મારે ગુલામ થઇ રહેવું પડે."

"દાખલા તરીકે કીર્ત્તિલોભઃ તમારા બંધુઓ–માનવી સર્વને–યોગ્ય સ્થાને લાવી મૂકવાની મહાન ઇચ્છા ! કેમ ?"

કરુણાશંકર શરમાઈ ગયો, અને જરા હસ્યો.

"એ લોભ ઉપર હાલ તો જખમ ઉપર જખમ લાગે છે. મારા એક સંકટની કથા તો તમે જાણો છો. આ વાંચો અને બીજીથી વાકેફ થાઓ!"

પેઢી તૂટી ગયાના સમાચાર રાતે મળેલા તે પત્ર આટલું કહીને તેણે ડૉક્ટર વૈષ્ણવને આપ્યું.

તેણે કહ્યું: "મારી સ્થિતિ હવે તમે સમજી શકશો. મારૂં નસીબ બદલાઇ ગયું છે. મારે પોતાને માટે તો એટલું બધું કશું નથી. હું થોડા ખર્ચથી રહી શકું એવી મારી ટેવ છે અને મારા નિર્વાહ માટે હાલ પૂરતું છેઃ પણ શારદા?"

"પણ આ સમાચાર તેને હાલ ન મળે તો સારૂં. જરાપણ ક્ષોભ થાય તેવી વાત હાલ તેને કાને ન પડવી જોઇએ."

"તમે કહો છો એ પ્રમાણે શારદાને એ સમાચાર નહિ આપું; પણ તેના પિતાને તો મારે જલ્દી ખબર આપવા જ જોઈએ. અમારા કિસ્મત ઉપર—શારદાના ને મારા કિસ્મત ઉપર—અત્યારે કાળું વાદળું ઝૂમી રહ્યું છે, અને આ બિનાથી એ વધવાનું."

"કરુણાશંકર, આ વાદળું શું એટલું બધું કાળું છે? એમાં શું કાણાં આપણે નથી પાડ્યાં? એ એમ જ ગડગડતું ચાલ્યું જશે એવું તમને નથી લાગતું? આજે તો તમારાં દુઃખ ફેંકી દયો, અને થોડું સોડા અને દૂધ લેઇને નીરાંતે લાંબી વાત કરવાને તૈયાર થાઓ."

"એ વિચાર કરીને જ હું અહીં આવ્યો છું."

"બહુ જ સારૂં. જરા પગ લાંબા કરીને આસુદા બેસો. હાં, હવે તમને ઠીક પડશે. કોઈ યુવતી અત્યારે આપણને જૂવે તો એ દેખાવ ખરેખર બધી દવાઓ કરતાં તેને વધારે ફાયદો કરે."

કરુણાશંકર દુઃખી હૃદયે જરા હસ્યો.

"ઠીક ત્યારે, કરુણાશંકર, તમે તત્ત્વજ્ઞાની છો, એટલે તમારી આગળ એક બે પ્રશ્ન હું રજૂ કરવા માગું છું-અડચણ ન હોય તો."

"કાંઈ જ અડચણ નથી. મને ઉલટો આનંદ થશે."

"સારૂં ત્યારે. આ વિશ્વ અને તેમાંના સર્વ પદાર્થોની ઉત્પત્તિ તમે શી રીતે માનો છો?"

કરુણાશંકરે કહ્યું: "ડાર્વિન અને સ્પેન્સર વાંચ્યા પછી ઉત્તર અઘરૂં નહિ પડે. એક વર્ષ પહેલાં કદાચ મુશ્કેલી પડત. તેમાં બતાવેલા મતને હું માનું છું. અમે તેને Theory of Evolution-'વિસ્તરનો સિદ્ધાન્ત' કહીએ છીએ."

"બરાબર. એ વિચાર જ તમે ગ્રહણ કરશો એમ હું ધારતો હતો. હું જોઉં-તમે એની વ્યાખ્યા કેવી બાંધો છો?"

"Nebulous matter-મેઘાચ્છન્ન દ્રવ્ય: જેનાથી અવકાશ ભરેલું હતું; તેમાંથી પૃથ્વીઓ ઉદ્ભવી. જે ક્રમથી ઝાકળની સ્થિતિ છે, તે જ ક્રમથી ચક્ર ફરતાં વર્તુળોની સ્થિતિ છે. અગ્નિમય દ્રવ્ય ઠરી ગયું ત્યારે ગોળા છૂટા પડ્યા, અને પછી ધીમે ધીમે એ ગોળા ઠર્યા અને સખ્ત થયા; અને યોગ્ય સ્થિતિએ પહોંચ્યા ત્યારે તેમાં જીવન ઉદ્ભવ્યું."

"શું?"

"એક જીવનરંધ્રની ઉત્પત્તિ પછી પશુ, પક્ષી અને તેમાંથી છેવટ માનવી-એમ કુદરતના ક્રમ પ્રમાણે સર્વ નીપજી આવ્યું. એમાં કશું આશ્ચર્ય નથી-આશ્ચર્ય લાગતું હોય તે ભલે, એ ક્રમને ઇશ્વરનું નામ આપે. એ પદ્ધતિ બહુ સુંદર અને સંપૂર્ણ પ્રતીતિ આપે તેવી છે."

હાથ લાંબો કરી અભેરાઈ પરથી ચોપડી ઉપાડી ડૉક્ટર વૈશ્નવે કહ્યું: "આ એ પુસ્તક. પણ હરિણની પેઠે તમે એક

મોટી છલંગ મારી ગયા તે જાણો છો? મૃત, જડ દ્રવ્યમાંથી જીવનરંગની ઉત્પત્તિ શી રીતે? પછી તો હિમાલયના બરફમાંથી કાશ્મીરી રીંછ કાં ન જન્મે? અને પર્વતો ઈંડાં કાં ન મૂકે?"

કરુણાશંકર હસ્યો. તેણે કહ્યું: "રસક્રિયામાં યુગો ને યુગો પર્યન્તના વિદ્યુત ચલનથી ઉદ્ભિજની ત્વચઃ અને બીજ ઘડાય, તેમ બહુ દીર્ઘ કાળે જીવનનો અંશ પણ કાં ન ઉદ્ભવે?"

"એમાં કાળને શો સંબંધ? પ્રકૃતિથી જ અસંભાવ્ય હોય, તે ગમે તેટલા કાળથી સંભાવ્ય બનતું નથી. મૃત્યુ અને જીવનને વિદ્યુત્ સાંધી શકે નહિ, તો કદી સાંધી શકે નહિ. માત્ર કાળના વહનથી એ શક્તિ પ્રાપ્ત થતી નથી. એ તો કબૂલ કરશો જ કે અભાવમાંથી ભાવ નથી?"

"એ કબૂલ છે. પણ દ્રવ્ય એ કાંઈક છે અને દ્રવ્ય મારી ઉત્પાદક શક્તિ છે."

"પરંતુ તમારી ઉત્પાદક શક્તિ મેધાચ્છન્ન દ્રવ્ય પોતે જ જડ છે. મૃત્યુ છે કેમકે તેમાં જીવન ન હતું એ તો મારે કબૂલ કરવું પડશે. હવે મૃત્યુને જીવન સાથે મૂકી જોતાં જીવન એ ભાવ અને મૃત્યુ અભાવ નથી? અને અભાવમાંથી ભાવની ઉત્પત્તિ–એ તમારી સ્થિતિ નથી થઈ જતી?"

"બિલકુલ નહિ. મનુષ્ય કાંઈક છે તેમ જ પત્થર પણ કાંઈક છે."

"પત્થરના દ્રવ્યની વાત હોય ત્યાં તો એ ખરૂં. પણ મનુષ્યમાં એવું કાંઈક છે કે જે પત્થરમાં નથી. પત્થરમાં મૃત્યુ છે, તે જો મનુષ્યમાં જીવન મૂકી શકે તો એ અભાવમાંથી ભાવની ઉત્પત્તિનું દ્રષ્ટાંત થાયઃ અને એ અસંભવિત છે. આવી વાહિયાત વાત–કરુણાશંકર–તમે કેમ માની શકો છો? તમારો લેખક સ્વતઃ પ્રવર્તિત ઉત્પાદનની વાત કરે છે. એ ઉત્પાદન મૂર્ખાઈ

છે, કેમકે કોઇ પદાર્થની હયાતી ન હોય ત્યારે તે પ્રવૃત્ત થાય, અને પોતાને જન્મ આપી શકે એવું એમાં માનવું પડે છે. લેખક પોતે શંકાશીલ છે: અને કોઈ પણ બીજ ન હોઈ શકે એવે સ્થાને વનસ્પતિ થયાનાં દ્રષ્ટાંતો આપે છે. હવે આ વિજ્ઞાન પણ નથી કે નથી તત્ત્વજ્ઞાનઃ માત્ર હવાઇ મહેલ છે."

"પણ સીધાં માતા પિતા વિના પ્રાણીઓ ઉત્પન્ન થાય છે એ શું સાચું નથી? બાળકોના પેટમાં કૃમી થાય છે—એવાં પ્રાણીનાં ક્યાં માબાપ હશે અને એ પ્રાણી ક્યાં ઈંડાં મૂકતાં હશે?"

"ઉત્પાદનના સાધારણ ક્રમથી વિલક્ષણ રીતે પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે એ જૂઠું નથી. તમારો લેખક દ્રષ્ટાંત સાચું આપે છે. પણ નિર્ણય જૂઠો બાંધે છે. જીવનવાળા પદાર્થ મૃત પદાર્થમાંથી ઉત્પન્ન થતા નથી, પણ તેમાં નાખવામાં આવે છે. જીવનસૃષ્ટિમાંથી કુદરતી સૃષ્ટિમાં વહે છે. સજાતીય દ્રવ્યો, વસ્ત્ર પેઠે ગ્રહીને તુર્ત જ રૂપ અને ચેષ્ટા ધારણ કરે છે. જીવન અર્પનાર કોઇના અર્થાત્ પ્રભુના અસ્તિત્વમાં તમે શી રીતે શંકા કરી શકો છો? જેમાં જીવન હોય તે જ જીવન આપી શકે."

"કાંઈ પણ સનાતન હોવું જોઇએ," કરુણાશંકરે કહ્યું; તમે ઇશ્વરને—સનાતન કહો છો તેમ વિશ્વ સનાતન કાં ન હોય? ઇશ્વરનું સનાતનત્વ માનવા જેટલું જ પ્રકૃતિનું સનાતનત્વ માનવું સહેલું છે."

"હવે આ કેવી ઘેલી વાત—કરુણાશંકર? વિશ્વ સનાતન ન હોઈ શકે, કેમકે તમે અને તમારો લેખક તેની ઉત્પત્તિની આટલી બધી વાતો કરો છો. સનાતન પદાર્થોની ઉત્પત્તિ હોતી નથી."

"મેઘાચ્છન્ન—નહિ બંધાયેલું દ્રવ્ય—કદાચ સનાતન હશેઃ અને તેમાંથી જે સૃષ્ટિઓ બની તે તેવી ન હોય."

"કરુણાશંકર, આ તો વળી વધારે ખરાબ છે. જે સનાતન છે તે પોતાની મેળે છે: તેની ઉત્પત્તિ નથી. તેને ગતિ નથી. તેને આદિ, મધ્ય કે અન્ત નથી. તે જેવું છે તેવું જ નિત્ય છે—કશા ફેરફાર વિના: અને તેમાં ન્યૂનાધિકતાનો સંભવ નથી. તમારું મેઘાચ્છન્ન, જો સનાતન હોત તો હજૂ મેઘાચ્છન્ન જ રહેત. પરંતુ તમારા કહેવા પ્રમાણે તેમાં વિકૃતિ થઇ છે: અને મેઘાચ્છન્ન તે રહ્યું નથી પણ ગોળા ગોળા બની ગયું, અને પછી તે ગોળા થંડા બનીને અત્યારે છે તેવું સખ્ત બની ગયું. વળી એ સનાતનત્વથી જડ, જીવનહીન તેણે પોતે પોતામાં ઓચિંતું જીવન ઉત્પન્ન કર્યું, જે એમાં બિલકુલ હતું નહિ; અને જીવવા લાગ્યું. વળી તેણે એ વાત પર કશો વિચાર કરેલો નહિ, કેમકે એનામાં વિચારશક્તિ તો હતી નહિ. પ્રાજ્ઞ બની જવાનો તેણે ઓચિંતો નિશ્ચય કર્યો, અને વિચારવા, ચાહવા અને વ્યાપાર કરવા લાગ્યું! અરે ભાઇ, મગજ વિનાના, વિચારહીન, મૃત મેઘાચ્છન્ન દ્રવ્યમાંથી જીવન અને સ્નેહ અને વિચાર શી રીતે ઉદ્ભવી શકે?"

કરુણાશંકર સ્તબ્ધ થઇ ગયો. આ પ્રશ્નનું શું ઉત્તર આપવું તેની સમજણ પડી નહિ. તે ચૂપ રહ્યો.

પછી તેણે કહ્યું; "ડૉકટર વૈશ્નવ! હું સત્ય કહું છું. પ્રભુનું અસ્તિત્વ મેં કદી સ્વીકાર્યું નથી; પણ 'પ્રભુ નથી જ' એવો નિશ્ચય પણ કરી શકયો નથી. પરંતુ ચોતરફ ઇશ્વર સંબંધે જે વાતો સંભળાય છે તે હું માની શકતો નથી. માણસ જેવા ઇશ્વરને માની શકતો નથી."

"કેમ ભલા?"

"મનુષ્ય જેવો ઇશ્વર! એ તો ઇશ્વરને હલકો પાડી નાખવા જેવું છે."

"શા માટે! મનુષ્યથી વિશેષ યશસ્વી, ઓજસ્વી, મહાન શું છે? વિચાર વિનાના—સ્નેહ વિનાના ક્રમ કરતાં માનવી મહાન

છે; બુદ્ધિ વિનાના આકર્ષણ કરતાં, વિવેક વિનાની વીજળી કરતાં, જડ પદાર્થ પર પડતા પ્રકાશ કરતાં મહાન છે. ઇશ્વર ક્રમ હોય તેમાં તમને વાંધો નથી, તો ઇશ્વર ક્રમ કરતાં મહાન માનવી હોય તેમાં શાનો વાંધો છે ?"

"ઇશ્વરને કોઇ પણ આકૃતિ આપવાનો વિચાર જ જંગલી છે."

"કરુણાશંકર ! માનવીને શું તમે આકૃતિ કહો છો ? ચક્ર અને ત્રિકોણ—એ બેય આકૃતિઓ છે. માનવી બુદ્ધિ છે. માનવી જેટલું વિશેષ સ્નેહાળ અને જ્ઞાની હોય તેટલું તે વિશેષ માનવી છે. સ્નેહી બનવું અને જ્ઞાની બનવું એ ત્યારે માનવી જેવું બનવું છે. પરમાત્મા સ્નેહ હોય અને જ્ઞાન હોય તેમાં તમને કાંઇ વાંધો છે ?"

"હોઈ શકે જ નહિ."

"આપણામાં પરિચ્છેદ્ય સ્નેહ અને જ્ઞાન છે, તેથી આપણે પરિચ્છેદ્ય માનવી છીએ; પરમાત્મા અપરિચ્છેદ્ય માનવી છે, કેમકે તેનામાં અપરિચ્છેદ્ય સ્નેહ અને જ્ઞાન છે."

"પણ ત્યારે 'મનુષ્યની આકૃતિમાં ઇશ્વર દેખાયો' એવું ધર્મપુસ્તકો કહે છે તેનું શું ?"

"એમાં શી અડચણ ? ઇશ્વર કોઇ પણ આકૃતિમાં દેખાય એ તમને અયોગ્ય લાગે છે કે માનવીની આકૃતિમાં દેખાય એ ?"

"કોઇ પણ આકૃતિમાં દેખાય એ અયોગ્ય છે. એ બાળક જેવો વિચાર છે."

"પણ કરુણાશંકર, આપણે માનીએ છીએ કે ઇશ્વર આપણો પિતા છે; અને આપણે તેનાં બાળકો છીએ. ભલો અને માયાળુ પિતા પોતાનાં બાળકો સમજી શકે એવી રીતે દુઃખને સમયે મદદ આપવા દેખાય, એ કાંઇ નવાઈ જેવું છે ? ઇશ્વરને તમે માનો તો, માનવું જ જોઇએ કે તે પોતાનાં પ્રાણીઓને દેખાય, પોતાનાં પ્રાણીઓને દોરે, પોતાના પ્રાણીઓને પંપાળે. હવે તે

દેખાય અને માનવી ગ્રહણ કરી શકે તેવી આકૃતિમાં દેખાય તો જ આ બધું બની શકે. તેથી તે માનવીના રૂપમાં દેખાય કેમકે તે ઉત્તમ રૂપ છે, એ રૂપ આન્તરરૂપની છબિ છે. આન્તરરૂપ એટલે સ્નેહ અને જ્ઞાન; જે સાચું માનવી છે. તમે આવો વિચાર કદી નહિ કર્યો હોય ?"

"તમારી પેઠે તો કદી નહિ. પણ પ્રભુ હોય તો તેની મહાનતા મને કુદરતમાં દેખાય છે, ધર્મપુસ્તકોમાં તો નહિ જ. ત્યાં તો ક્ષુલ્લકતા સિવાય કાંઈ જ દેખાતું નથી. એ પુસ્તકોમાં કાંઇ સારૂં છે એવી સૂચના તો પ્રથમ તમારા માળીએ જ મને આપી."

"હા, હામો ભગત, ડૉકટર વૈશ્નવે હસીને કહ્યું; "ચારિત્રનો એક નમૂનો, પણ સામાન્ય બુદ્ધિનું અદ્‌ભુત દ્રષ્ટાંત. એણે શી વાત કરી હતી ?"

"સમરૂપના શાસ્ત્રની."

"એ તમે કદી અગાડી સાંભળેલું ?"

"કદી નહી."

"કેમ ? તમે એમર્સન વાંચ્યો હશે એમ હું માનતો હતો. તેના એક નિબંધમાં તે સમરૂપનો અંગિકાર કરે છે. આ તેના શબ્દો ! 'પ્રત્યેક પ્રાકૃતિક બિના કોઇ પણ આધ્યાત્મિક બિનાની સંજ્ઞા છે. પ્રકૃતિમાંની પ્રત્યેક ઉપસ્થિતિ, મનની કોઇ પણ સ્થિતિનું સમરૂપ છે; અને મનની તે સ્થિતિ તેની પ્રતિમા તરિકે તે પ્રાકૃતિક ઉપસ્થિતિનું લક્ષ કરાવવાથી નિર્દોષિત બની શકે. મેંઢાનું બચ્ચું નિર્દોષિતા છે, સર્પ મર્મિક દ્રોહ છે. પુષ્પો આપણને લલિત સ્નેહોવ્યંજીત કરે છે. પ્રકાશ અને અંધાર, જ્ઞાન અને અજ્ઞાન માટેની આપણી પરિચિત ઉક્તિ છે. અને ઉષ્મા સ્નેહ માટેની.' આ તમને યાદ નથી ?"

"હું ધારૂં છું—એ મેં વાચ્યું છે; પણ એ કવિતા જેવી કલ્પના મને લાગેલી."

"એ સત્ય બિનાની વાત છે. પ્રકૃતિમાં મેંઢાનું બચ્ચું નિર્દોષતા છે તો ધર્મપુસ્તકો પણ તે જ છે. યજ્ઞ પશુ મેંઢું છે; અને ક્રાઇસ્ટ મેંઢું છે; કેમકે એ ઇશ્વરી નિર્દોષતાની સાક્ષાત મૂર્તિ છે. પ્રકૃતિમાં સર્પ માર્મિક દ્રોહ છે, તો ધર્મપુસ્તકોમાં પણ તે જ છે. પરિક્ષિત રાજાને અંગૂઠે અને ધનવન્તરી વૈદ્યની પીઠે દંશેલો સર્પ, ઇડનની બાગમાં ઇવને છેતરનારો સર્પ; એ એકનો એક જ સર્પ—જીવની વિષયાસક્તિ. ભાગવતમાંના કે બાઇબલમાંના સર્પનો બીજો શો અર્થ થઇ શકે? ખાવાના પદાર્થમાં છૂપીને આવનારો સર્પ, માનવીમાંની સ્ત્રીને છેતરવા આવનારો સર્પ, શાપમૂર્તિ જેવો સર્પ બીજો કયો હોય? હવે તમે સમજ્યા? કરુણાશંકર?"

"સમજ્યો. બહુ જ ભવ્ય વિચાર છે. પણ આટલા જમાના સુધી એ વિચારને પામતાં રાહ જોવી પડી એટલું આશ્ચર્ય?"

"કયા જમાના? વેદમાં એ દ્રષ્ટિ છે. પુરાણોમાં છે. ક્યારે ન હતી? અલબત આ જમાનાની હું વાત કરતો નથી. તમારો હાથ બે વર્ષ સુધી ઊંચો ને ઊંચો રાખો તો સૂકાઈ જાય. તેમ આ દ્રષ્ટિ પણ બંધ થઇ ગઇ છે. તમે જેનો ઉપયોગ ન કરો એ તમારૂં રહેતું નથી. ફરીથી ઉપયોગ કરવા લાગો તો શક્તિ તૈયાર છે, અને તમારે કે મારે રાહ જોવી પડી હોય તો પણ તેમાં આશ્ચર્ય શું છે? છાપખાના અને આગગાડી માટે આટલા જમાના રાહ જોવી પડી એ તમને નવાઈ નથી લાગતી? એ કેમ અગાડી જાણવામાં આવ્યાં નહિ? એટલું જ કારણ કે માનવી તેને માટે તૈયાર ન હતું; અને તેની જરૂર ન હતી. કોઈ પણ પદાર્થની જરૂર પડે છે ત્યારે તે આવે છે. દેશો અસ્થિર હતા; પૂર્વ પશ્ચિમમાં શાન્તિ ન હતી, લોકો સ્વાર્થી બની ગયા હતા, ધર્મગુરુઓ પ્રપંચી હતા—એવે સમયે ધર્મનો શબ્દ માત્ર રહે, અસ્થિ અને

ચર્મ માત્ર રહે અને આત્મા છૂપાઇ જાય તેમાં નવાઇ શી? ફરી વિજ્ઞાન આવ્યું, વિચારશક્તિ જાગૃત થવા લાગી, હૃદય સત્યની શોધમાં અહીં તહીં અફળાવા લાગ્યું, અને ધર્મપુસ્તકોમાં આત્મા કાયમ જ હતો તે દેખાવા લાગ્યો. પ્રભુ તો હતો તે જ છે; તેને જમાના નથી. આપણા જમાના ફર્યા, આપણે ફર્યા. આપણી દ્રષ્ટિ ફરી તેમ પ્રભુનો શબ્દ પણ ફરતો દેખાયો. કરુણાશંકર, આજે તમને સત્યની જરુર છે અને તમારા જેવા માટે તે હાજર છે!"

"અને ક્યાનાં પુસ્તકો એ સમજાવે છે? એમર્સનનાં તો નહિ જ."

"નહિ જ." અને બોલતાં બોલતાં ડોક્ટર વૈશ્નવે ફરી અભેરાઈ પરથી એક પુસ્તક લીધું, "એમર્સન નહિ. સમરૂપ સંબંધે તે જે કાંઇ જાણતો તે ઇમેન્યુઅલ સ્વીડનબોર્ગ પાસેથી શીખેલો. આ પુસ્તક લ્યો, અને માત્ર અનુક્રમણિકા વાંચો. બે ત્રણ કલાક લાગશે. પણ હું આ પુસ્તકને પિછાનતો હોઉં અને તમને પિછાનતો હોઉં તો જરુર એ વાત તમારા હૃદયમાં ઉતરી જશે; અને ત્યાં શાશ્વત ચોંટી રહેશે. પુસ્તકનું નામ વાંચો."

"ઓહ!" The Doctrine of the New Jerusalem concerning the Sacred Scripture "આ શું! નવું જેરુસાલેમ?"

"તમને પુરાણોથી કે ખ્રિસ્તિ જૂના દેવાલયોથી કે કશાંથી હજૂ સંતોષ થયો નથી. આ ખ્રિસ્તિ નવું દેવાલય જોઈ જૂવો. મને તો આશા છે કે આ વાંચવાથી થોડા જ અભ્યાસ પછી હું વેદ અને પુરાણ, બાઇબલ અને કુરાન; એ બધું સમજી શકીશ. જોઇએ તમારું શું મત થાય છે."

કરુણાશંકરે કહ્યું; "હું જરૂર વાંચીશ; અને તમારા ભગતની વાત મેં તે સંબંધે સાંભળી છે એટલે વિશેષ ઉત્સાહથી વાંચીશ."

ડૉક્ટર વૈષ્ણવે કહ્યું: "ઘણું જ સારૂં, પણ આપણે જરા વાડીમાં ફરી તાજાં થશું?"

બંને ગૃહસ્થો ઊઠયાં, અને સુંદર પુષ્પની મોટી મોટી નિદ્રસ્થ કળિઓને જોવા લાગ્યા.

"વાહ! ભગત આવે છે ને શું? જોયું. આ ગૃહસ્થને તમે ઓળખો છો ભગત? તમને બહુ ગમે એવી અમે વાતો કરતા હતા—સમરૂપની."

"હા, શાયેબ, હું હારી પેઠે ઓળખું છું, હુયાણીએ નવું જનમેલું બાળક ઈની માના હાથમાં આલીને કહ્યું, 'તમારા હાથમાં આનું મોં ભરાહે એવું કાંઇ નઇ. ઇમ આ શાયેબનું મોઢુંએ તમારી કને ભરાહે એવું કાંઇ નઇ."

"ભગત, આવા મુકાબલા ઢંગવગરના છે. અને વાતને કાંઇ જ ટેકો આપતા નથી.'

"શાયેબ, ઈ ન ગમતા હોય તો ઓલ્યા સોકરાએ ધગતો પેહો નાખી દીધો તો ઈમ ઇનેય નાખી દેશ."

કરુણાશંકર અને ડૉક્ટર વૈષ્ણવ બંને હસી પડયા.

"મને માલ્યમ હતું જે આ ભાઈ ઓંઇ આવેલા સે અને શાયેબ—આજ રેઢા ટાણાનો—ઇમને મને પર્સન પૂસ્યાં 'તાં ને ઇમના આતમાનો વિસાર કર્યો કરૂં સું."

"શું પ્રશ્ન પૂછ્યાં તાં?"

"ઓલી તમે વાત કઇ તી ને? ઇ આદમ ને હવા ભગવાન કનેથી કેમ હંતાઇ ગયાં ઇની વાત કરી તી. કે' કે ભગવાનને વળી પગ હસે? ને ઇની કનેથી મનખ હંતાઈ સકે ખરા? એવું કાંક પૂસ્યું તું."

"પછી તમે શું ઉત્તર આપ્યું હતું?"

"શાયેબ, હું હમજ્યો, તો ઈ કહું. 'તમે ઊભા સો ને સું કઉં? બકરીને હાવજ મળ્યો તારે બકરીએ કહ્યું કે 'મેરબાન! તમારી ધરતી ઉપર પેસકદમી મારે નથ કરવી' ઈમ તમે હવે આ શાયબને હમજાવો સો ઈમાં મારે કાંઇ નથ કેવું."

કરુણાશંકરે કહ્યું; "ભગત, તમારી વાત બહુ સારી હતી. તે તો કદી ભૂલાશે નહિ."

"શાયેબ! હાવજ ઘણેણેને ઈના પડસંદા ડુંગરામાં ઘણેણે ને ઇથી હાથી સુપ થઈ જાવે ઈ પરાકરમ કાંઇ ડુંગરાનું નઈ, ઈતો હાવજનું."

"પણ અત્યારે કાંઈ બોલશો નહિ?" કરુણાશંકરે હસીને પૂછ્યું, "ત્યારે મારે ઘેર કોઇ કોઈ દિવસ આવતા જશો કે?"

"હવે તમે ય શાયેબ, આસથિક થાહો એટલે સું કરવા નઇ આવું? અમે તો અભણ પખુ સીએ, કીડીયારું પુરસો તો મારા જેવી ઘણીયે કીડીયું ભેળી થાહે."

એટલામાં ચ્હાનો ઘંટ થયો. દામા ભગતને રામ રામ કરીને બંને ગૃહસ્થો ચ્હા પીવા ગયા. ચ્હા પીતાં જે વાતો થઇ તે લખવાની જરૂર નથી. જમાનો કેવો ફરી ગયો છે તેની વાત ચાલી હતી, અને તે સંબંધના પણ ડૉક્ટર વૈશ્નવના વિચારો સાંભળી કરુણાશંકર ઘણો ખુશ થયો. હિન્દુસ્થાનની પડતી સંચાની ખોટથી, કપડાં પહેરવાની ખોટથી, પુનર્લગ્નની ખોટથી કે વિધવા વિવાહની ખોટથી નહિ; પણ ધર્મભાવનાની ખોટથી છે. એ વિચાર તેને નવો અને કાંઈક બ્યાજબી પણ લાગ્યો. વળી ધર્મ માત્રમાં અંધશ્રદ્ધાની તેને અપેક્ષા લાગતી તેને બદલે કાંઇક એવું મળ્યું હતું જે તેના તર્કને પણ શાન્ત કરે. તે ચાલીને તુર્ત પોતાને ઘેર ગયો.

તે પોતાના ઓરડામાં ગયો ત્યારે રાત્રી ઘણી ચાલી ગઇ હતી. એક નાનું ફાનુસ બિછાના પાસેના મેજ પર બળતું હતું.

આ આખા દિવસના પોતાના અનુભવોનું મનન કરવા તે બેઠો. ડૉક્ટર વૈશ્નવની પુત્રીઃ શું એ યુવાનના હૃદયનું દુઃખ જાણતી હતી? શું આ દયા કરુણાશંકર પર જ હતી, કે તે હંમેશાં ભૂત માત્ર પર એવી જ દયાળુ હશે? કેવી ભવ્ય આકૃતિ અને કેટલી બધી કોમળ? તેની બહુશ્રુતતા તો સરસ્વતી જેવી ભાસતી હતી! ‘સરસ્વતી.’ પેલી ઉચ્છૃંખલ સરસ્વતી, આ તો પેલી કવિયોની કલ્પના માંહેની સરસ્વતી; પણ પેલી ‘સરસ્વતી ’ના એટલા વિચારથી અંગોમાં કંપારી છૂટી ગઇ. અને શરીર પર વાળ ઊભા થઇ ગયા. ફરીથી પોતે પાપી પામર હતો તે ક્ષણ વાર લાગી આવ્યું. તેણે ડૉકટર વૈશ્નવે આપેલું પુસ્તક હાથમાં લીધું. તે હાથમાં ઉઘાડું રહ્યું અને ક્ષણવાર ડૉકટર વૈશ્નવનાં કારણો પર ચારે તરફ મન ભમવા લાગ્યું. તે ફરી બાલક શિષ્ય બની ગયો; અને પુસ્તક વાંચવા લાગ્યો. થોડી જ લીંટીઓ વાંચી અને તે બોલી ઊઠયો; આશ્ચર્ય! મારા પોતાના જ વિચારો!” વળી વાંચવા લાગ્યો. તે વાંચતો ગયો અને પોતાના આશ્ચર્યને માર્ગ આપવાને અને પુસ્તકના પાના પાનામાં જે ગંભીર સત્ય ભરેલું હતું, તેનો રસ લેવાને પુસ્તક બંધ કરી ઊંચું માથું કરી શાન્ત દ્રષ્ટિએ ઊંચું જોતો ગયો. કાળનું તેને કાંઇ જ ભાન રહ્યું નહિ. ઘડિયાળમાં અગિયાર બજ્યા, બાર બજ્યા, પણ તેણે વાંચ્યા કર્યું. એકનો ટકોરો થયો અને છેલ્લું પાનું પૂરું કર્યું. પુસ્તક બંધ કર્યું.

તે ઘૂંટણિયે પડયો; “પામર ગરીબ મૂર્ખ! પ્રભુ મને ક્ષમા આપો.”

# પ્રકરણ ૧૩ મું

## હૃદયનું સંગીત

તે રાત્રીને બહુ દિવસ થઈ ગયા. એ દિવસોમાં કરુણાશંકરના મગજે શું શું ગડબડાટ મચાવેલો તે લખવાની જરુર નથી. તે ડૉક્ટર વૈશ્નવને ઘેર ગયો, વાતચીત કરી, પેલું નાનું પુસ્તક વાંચ્યું, ત્યારથી જ તેનું મગજ ફરી ગયું હતું. તેનું નાસ્તિક વિજ્ઞાનનું જ્ઞાન તેને આસ્તિકતામાં બહુ ઉપયોગી થયું હતું. તે દરેક વાત જલદી સમજી જતો. પરંતુ ગતિ ઓચિંતી થતી નથી. સુષુપ્તિમાંથી અચાનક જાગૃતિ આવે તો માણસ મરી જાય, કે ઘેલું બની જાય. કરુણાશંકરની નિદ્રા અને જાગૃતિપર પણ પ્રભુની કૃપા હતી. મન્થનકાળનાં ઉપયોગી દુઃખ તેના માર્ગમાં પણ હતાં. પરંતુ તેના હૃદયનો વેગ વધતો ગયો. સ્વીડનબૉર્ગનાં અગત્યનાં બધાં પુસ્તકો થોડા કાળમાં તેણે પૂરાં કર્યાં; અને ભાગવત, ગીતા, અને આપણા ધર્મનાં કેટલાંક પુસ્તકો પણ વાંચ્યાં. પાયો તૈયાર હતો અને મ્હેલ ત્વરાથી ચણાવા લાગ્યો. તે એકાંતમાં હોય, સુખમાં હોય કે દુઃખમાં હોયઃ સર્વ સ્થાને, સર્વ સ્થિતિમાં તે કોઈ નવા જ જીવનનો અનુભવ કરવા લાગ્યો. તેની દ્રષ્ટિ ફરી ગઈ હતી, તેનાં સુખ દુઃખ ફરી ગયાં હતાંઃ તેનો ચહેરો પણ ફરી ગયો હતો.

તે ડૉક્ટર વૈષ્ણવને અને દુર્ગાને ઘણું કરી નિત્ય મળતો. પોતાની મુશ્કેલી શિષ્ય બનીને પૂછતો હતો; અને શિષ્ય રહીને સાંભળતો. ઈશ્વર છે અને એક છે તેમાં તેને કશી શંકા રહી નહિ.

"તો પણ," તેણે કહ્યું: "માનવ દેહમાં પરમાત્મા પરિચ્છેદ્ય બની જાય એ માનવું બહુ મુશ્કેલ છે. નહિ, દુર્ગાબાઇ! તે પોતે પોતાથી પણ પરિચ્છેદ્ય નહિ: તે પોતે પોતામાં સનાતન, અનાદિ, અનન્ત પરમાત્મા! આ પરિચ્છિન્ન આપણી દ્રષ્ટિની ખાતર, આપણા હિતની ખાતર, તે માનવ દેહ ધારણ કરે: કેવું આશ્ચર્ય! કેવું ભવ્ય! કેવું ઉદાર!!"

પરંતુ તેની માનબુદ્ધિ સમરૂપના શાસ્ત્ર ઉપર બહુ વધારે હતી. 'શાસ્ત્ર માત્રને સૂક્ષ્મદર્શક યંત્રની દ્રષ્ટિથી તપાસનારા આ શાસ્ત્રના શાસ્ત્રને એ પૂજતો હતો.

"પ્રકૃતિના રૂપાન્તરને જૂવો!" તેણે કહ્યું: "જાદૂઈ દંડ જેવા સમરૂપનો સ્પર્શ કરીને ઇશ્વરી શબ્દના રૂપાન્તરને જૂવો! રામચન્દ્રજીની પદરજથી, તેમ આ શાસ્ત્રની ભુરકીથી, શિલાની અહલ્યા બની જાય છે: શાપ માત્ર ધોવાઇ જાય છે; પત્થર ભાખર બની જાય છે: રસ્તાનું ગંદુ પાણી: ચળકતો દ્રાક્ષાસવ, કંગાલના ચીંથરાં: બાદશાહી પોષાક, અંધારી ગુફા: મહેલ, ગંદકી: ખીલતાં પુષ્પ, ફૂંફવતો નાગ: સુરીલું ચંડોળ બની જાય છે. શુષ્ક વેરાન; મનહર કુંજોથી ભરપૂર બાગ બની જાય છે, અને મારૂં આ જીવન પાપનું મટી જઇ પ્રભુનું બને છે."

શ્રદ્ધા અને જીવનના સંબંધમાં એ પુસ્તકોમાં જે લખેલું હતું તેનો ઉપર પણ એનો ન્યૂન સ્નેહ ન હતો. પોતાના હૃદયમાં અંધારે પડયું હતું, તે જ પ્રકાશમાં આવી પડયું હોય, અને હજારો નવા રંગોમાં ચળકી ઊઠયું હોય એવું તેને ભાસતું. અંદમાં જીવનરંગ હતું તે જાણે બહાર આવી ગાવા અને ચણવા

લાગી ગયું; અને સમરૂપના શાસ્ત્રથી સેવાઇ, નીકળી આવેલા પક્ષીના સ્વરો અજબ હતા. તેની આકાશમાં ફેલાયેલી પાંખનું બળ અજબ હતું.

જૂવો–દુર્ગાબાઇ ! શ્રદ્ધાનું મૂલતત્વ દાનશીલતા છે. તેથી ફલિત થાય છે કે, જ્યાં સુધી માનવી દાનશીલ ન હોય, ત્યાંસુધી સ્વામીમાં શ્રદ્ધા પણ ન રાખી શકે. હું ખરેખર મૂર્ખ હતો, અને છતાં માત્ર શ્રદ્ધાથી મુક્તિ મળવાની વાત ન માનવામાં જૂઠો ન હતો. વળી, 'પ્રત્યેક ધર્મને જીવનથી સંબંધ છે, અને ધર્મનું જીવન હિત આચરવામાં છે:' હું ગમે તેવો નાસ્તિક હતો છતાં આ જ વાત સાચી છે એમ માનતો; જો કે ઘણા ધર્મગુરુઓ ધાર્મિક ગણાય છે, એવાં લોકો એથી ઉલટો જ બોધ આપે છે. ઓ હો ! એ એક વાક્યને જવાહીરથી લખી તે દેવળે દેવળ પૂજાવું જોઇએ."

કરુણાશંકરના મર્મમાં આ લાગણીઓ ઉતરી ગઇ હતી; અને તેને લાગ્યું કે તેના જૂના સોબતીઓ સાહસિક તર્કવાદીઓને સત્ય કહેવું એ તેની ફરજ હતી. 'સત્ય પ્રબળ છે અને તેનો જય થશે જ' એ તેની વ્હાલી ઉક્તિ પર આધાર રાખીને તેની આશા હજૂ અંધારમાં હતી; તેને દોરવા તરફ વળી. ધડકતે હૃદયે, પણ દૃઢ નિશ્ચયથી તે એક દિવસે ઘણા કાળ પછી સભામાં ગયો. તે ધારતો હતો તેમ લોકો ઘણા એકઠા થયા હતા. પેલો ઈશ્વર નિષેધક હાજર હતો. તેની પુત્રી સરસ્વતી હાજર હતી, અને કરુણાશંકરને જોઈ મ્હોં ફેરવી બેઠી. કરુણાશંકરની હાલની વર્ત્તણુક શી રીતે ફરી ગઇ, તે તે સમજી શકતી ન હતી; સમજવા ઇચ્છા પણ રાખતી ન હતી; અને એવી ઇચ્છા રાખતી ન હતી એ વર્ત્તણુકપરથી સ્પષ્ટ બતાવી આપી, પોતાના એકાંતને કૃતાર્થ ગણતી હતી. કરુણાશંકરને માનદ્રષ્ટિથી ખાસ જોનારો પેલો વૃદ્ધ ગૃહસ્થ પણ હાજર હતો, જેનાં અસ્થિની ખાક રાજા-

ઓની અને ધર્મગુરુઓની પાયમાલી પછી ઉચ્છળવાની હતી. પેલો નસ્તરની પેઠે તલવાર વાપરવાની ભલામણ કરનારો યુવાન ડૉક્ટર પણ હાજર હતો. મહાન યોદ્ધાઓને પોતાનાં ઘરમાં બાળકોનાં નામ આપીને એકઠાં કરનારો, હિત, સૌંદર્ય અને સત્યનો પેલો મોટો હિમાયતી પણ હાજર હતો. નદીમાં વ્હાલાંને ખોઇ આવેલો પેલો દુઃખી માણસ હતો કે નહિ, તેની તપાસમાં કરુણાશંકરની દૃષ્ટિ ચોપાસ ફરી વળી અને તેની ગેરહાજરીથી પ્રભુનો ઉપકાર માન્યો.

તે ઓરડામાં દાખલ થયો એટલે છાની છાની વાતોનો સુસકાર થઈ રહ્યો, અને ભાંગ્યા તૂટયા આદરના બે એક અવાજ નીકળ્યા અને પેલા સુસકારમાં ભળી ગયા.

કરુણાશંકરે કહ્યુઃ " મિત્રો ! હું હજૂ તમારો અધ્યક્ષ છું એ કાર્ય આ કદાચ છેલ્લી વાર હવે તમારી સેવાને અર્થે બજાવું ?"

બે ત્રણ ક્ષણ સુધી મૌન સર્વવ્યાપક રહ્યું.

સરસ્વતી ઊભી થઇને બોલીઃ " હું દરખાસ્ત કરું છું કે મિસ્ટર કરુણાશંકર તેમનું સ્થાન લે ત્યાર પ્હેલાં, હાલની એમની વર્ત્તણુક સંબંધે કેટલાંક ગપ સંભળાય છે તેનો એમણે યોગ્ય ખુલાસો આપવો જોઇએ. જરુરી ખુલાસો આપ્યા પછી જ એ સ્થાન પર એઓ જઈ શકે, કેમકે ફરી એઓ અહીં આવવાના નથી એવું એમનું બોલવું સાંભળતાં ગપને ટેકો આપે છે, અને આપણી શંકાને દૃઢ બનાવે છે. એ ગપ સાચાં હોય તો એ સ્થાન માટેની એમની યોગ્યતા હવે રહી નથી. એ ખુલાસો આપણને મળે અને તેને સંતોષકારક કે અસંતોષકારક ગણવો તેનો નિર્ણય થાય નહિ, ત્યાં સુધી હાલ એ સ્થાન મિસ્તર ખજાનચીએ લેવું. "

ઘણા ' હીયર, હીયર 'થી ભાષણ ઝીલી લેવામાં આવ્યું, અને આનંદધ્વનિથી સભાનો ઓરડો ગર્જી ઉઠયો.

જુવાન ડૉક્ટરે કહ્યું: " હું દરખાસ્તને ટેકો આપું છું. વાત અંશેઅંશ સ્પષ્ટ થવી જોઇએ. વહેમ–દેશના હિતને ડૂબાવી મારનારો વહેમ–મનુષ્યત્વને ગુંગળાવી મારનારો વહેમ–એ વહેમની હિમાયતી કરનારો કોઈ શખ્સ એક વાર પણ આ મંડળીના અધ્યક્ષના સ્થાન પર આવે, તો આ મંડળીને શાશ્વત કલંક ચોંટે: કદી ભુંસાય નહિ એવી નામોશી લાગે. કપાળમાં મેશનો કાળો ડાઘ ચોંટે."

"કૃપા કરી દરખાસ્ત મૂકશો નહિ," કરુણાશંકરે કહ્યું, આપણા માનવન્તા વૃદ્ધ મિત્રને એ સ્થાન અપાય તેમાં મને કશી અડચણ નથી."

"પ્રત્યેક વાત ક્રમાનુસાર બનવી જોઇએ," સરસ્વતીએ કહ્યું, " જે દરખાસ્તને યોગ્ય ટેકો મળ્યો છે એવી દરખાસ્ત મૂકનાર તરિકે હું વિનંતી કરું છું, કે આ દરખાસ્ત જેને મંજૂર હોય તે તે ગૃહસ્થે હાથ ઊંચો કરવો.

સભાના દરેક ગૃહસ્થનો હાથ ઊંચો થયો અને પ્રમુખસ્થાન વૃદ્ધ કુબેરે લીધું.

પ્રમુખે કહ્યું, "મિત્ર કરુણાશંકર, મારે આ સ્થાન સભાની ઇચ્છાથી લેવું પડયું છે. તમને એક પિતાના સ્નેહથી ચાહતો આવ્યો છું તે તમારા પ્રત્યેની ન્યૂન માનબુદ્ધિને લેઇને નહિ. જૂવો, ખરેખર હું તમારો પિતામહ હોઇ શકું તેટલો વૃદ્ધ છું અને તમને વર્ષો થયાં છે તેથી ત્રણું ગણાં વર્ષોમાં મારી અત્યારે છે તેની તે માન્યતા કાયમ રહી છે–ધર્મના વહેમ સંબંધે."

આ વાકયથી સભામાં આનંદની ગર્જના થઇ રહી.

પ્રમુખ અગાડી બોલ્યા: " તમે મને પ્રથમ મળ્યા અને તમે આ સભા ઉભી કરી, ત્યારે તમે, મારા હૃદયમાં અર્ધ સૈકાથી ભાવનાઓ તંદ્રામાં પડી હતી, કાર્યહીન પડી હતી: તેને જાગૃત કરી. તમારી બુદ્ધિના પ્રકાશથી અને બળથી મને આનંદ થયો.

મારા વિચારો સજીવન બન્યા અને મારો બુઢાપો જાણે ફરી જુવાની બની રહ્યો. હું જાણતો હતો કે આ કાર્ય તમારૂં છે. અને તેથી તમને ચાહતો હતો. ભાઇ કરુણાશંકર ! આ ઓરડાની આજુબાજુએ નિગાહ કરો. ભોળી મૂર્ખ માતાઓના ખોળામાંથી અને ધૂર્ત પિતાઓના ઉપદેશમાંથી ઢોંગી ધર્મના જૂઠા બાયલા વહેમ રમકડાંની પેઠે ઝીલી લેઈને ઉછરેલા અહીં આજે બેઠેલા જૂવો છો એમાંના અનેક ગૃહસ્થોને એ મૂર્ખ જાળમાંથી ખેંચી લેનારા તમે છો. હવે તમે એને તજી દેવાના છો ? તમારા પોતાના હાથે ઊભા કરેલા કાર્યની તમને દરકાર નથી ? તે કાર્યો તમારા બાળક છે. તમે તેઓના પિતા છો."

"પ્રભુ મને માફ કરે !" કરુણાશંકરના હૃદયની લાગણીઓ ઝાલી રહી નહિ, અને તેનાથી બોલી જવાયું. તેની દૃષ્ટિ ઊંચી સ્થિર થઇ રહી, અને હાથેલીમાં હાથેલી ચંપાઈ રહી. આખા ઓરડામાં વીજળીની પેઠે એક લાગણી ચાલી ગઈ. બધા વિસ્મત બની ગયા—કોઇ એકાદ માનવીએ કહ્યું, "શાબાશ" અને બીજા બધા હોઠ અને દાંતથી "સી, સી" અવાજ કરવા લાગ્યા. ચોતરફ ઝીણા ઝીણા અવાજનો ગડબડાટ થઇ ગયો.

સરસ્વતીએ કહ્યું. "મિત્રો ! મિસ્તર કરુણાશંકરની આવી બાળચેષ્ટા અને ખુલ્લી નાદાની આમ જોઈ લીધા પછી એમના ખુલાસાની કશી જરૂર નથી. અને હું દરખાસ્ત મૂકું છું, કે સભામાંથી એમનું નામ અત્યારે જ છેકી નાખવામાં આવવું જોઇએ. જે કિંવદન્તિ સાંભળેલી તે સત્ય છે. તેનો પુરાવો પ્રત્યક્ષ મળી ચૂકેલો છે. આ મંડળીમાં વહેમ અને ઢોંગ માટે એક તસુ જેટલી પણ જગા નથી."

"હિયર હિયર"ના થોડા અવાજ આવ્યા, પણ ઘણા સાહસિક તર્કવાદીઓ સ્પષ્ટીકરણના અને નિખાલસ રહી બધું સાંભળવાના મતમાં હતા.

યુવાન ડૉક્ટરે કહ્યું: "સરસ્વતીબાઇના મતથી મારૂં મત જૂદું છે: તેને માટે દિલગીર છું; પરંતુ મિસ્તર કરુણાશંકરનો ખુલાસો સાંભળવાની મને ઇચ્છા છે, અને તે આપણે સાંભળવો જ જોઇએ, એમ કોઇને પણ લાગ્યા વિના રહેશે નહિ. થોડા જ માસ પહેલાં એમણે જે ભાષણ આપ્યું હતું તે ભૂલી તો નહિ જ જવાયું હોય. એ ભાષણ રચનારી બુદ્ધિને અત્યારે શું કહેવાનું છે તે આપણે સાંભળવું જોઇએ. જે આપણા વૈદ્ય હતા, તેની દવા કરવાની ખાતર પણ સાંભળવું જોઇએ. તફાવત સાંભળવા જેવો હશે."

"જરૂર," "Fair play." "એમને બોલવા દો." એવા અવાજો ઓરડાની ચારે પાસથી આવવા લાગ્યા; અને કરુણાશંકર બોલવાને ઊભો થયો: મારાં વ્હાલા ભાઇઓ અને બ્હેનો! હું આજે અહીં આવ્યો છું, કેમકે તમારી પાસે રજૂ કરવાના એક સંદેશાનો બોજો મારા શિર ઉપર છે, અને તેની તમને સુપ્રત કરું નહિ, ત્યાં સુધી મારો આત્મા અગ્નિની જ્વાલામાં પડ્યો છે." (આનંદના પુકાર) "તમે કેટલા સાચા છો અને તમને હું ક્યાં ભૂલમાં પડેલા માનું છું એ કહેવા હું આવ્યો છું." (ખુસપુસાટ) "અત્યારે હું તમને ક્ષમા આપી શકું છું તેમ તમે મને ક્ષમા આપજો; કેમકે જ્યાં તમે છો, ત્યાં હું પણ કોઇ કાળે હતો." (હિયર હિયર) "પ્રકૃતિ પોતે પોતાથી માત્ર પોતાનું જ અસ્તિત્વ પ્રતિપાદન કરે છે અને ઇશ્વરનું અસ્તિત્વ પ્રતિપાદન કરતી નથી. એટલું તમારું કહેવું સાચું છે." (સાબાશીના પુકારો) "પરંતુ એટલા ઉપરથી ઇશ્વરને માનવાને કારણ નથી એ તમારો નિર્ણય જૂઠો છે. જે તમે પોતે પોતાની મેળે શોધી શકો નહિ, તેનું ઇશ્વરે પોતાના શબ્દમાં પ્રકાશન કીધું છે." (હિસ હિસ) "વિચાર કરો, પ્રકૃતિ માત્ર પોતાનું અસ્તિત્વ ગ્રહણ કરાવે છે છતાં સઘળાં જમાનામાં, સઘળે સ્થાને, માનવીની સઘળી

જાતિઓ ઇશ્વરનો વિચાર શી રીતે કરી શકી છેઃ તેને શી રીતે માની શકી છે; તેની પ્રાર્થના શી રીતે કરી શકી છે? પ્રકૃતિ ઉપર દૃષ્ટિ કરતાં તો, માનવી માત્ર પ્રકૃતિનો વિચાર કરી શકે, અને પ્રકૃતિને જ માની શકે. પણ તે ઇશ્વરનો વિચાર કરે છે અને ઇશ્વરને માને છે. એ શી રીતે? જે પદાર્થનું અસ્તિત્વ ન હોય, જે કદી તમે જોયેલ ન હોય. સાંભળેલ ન હોય, એવા પદાર્થનો વિચાર કરવા યત્ન કરી જૂઓ." (વિરામ.)

"તમે નહિ કરી શકો? કોઇ જ તૈયાર નથી?" (વિરામ ફરીથી) "તમારૂં મૌન સાબિત કરી દે છે, કે કોઇ જ નથી. ત્યારે ઇશ્વરનું અસ્તિત્વ ન હોય, કોઇએ તેને કદી જોયેલ ન હોય, કદી સાંભળેલ ન હોય, તો માનવી તેનો વિચાર શી રીતે કરવા લાગ્યું? હું—કરૂણાશંકર—તેની હયાતી તમે માનો છો, તેનો તમે વિચાર કરો છો, શા માટે? કારણ કે તમે મને જોયો છે. મને સાંભળ્યો છે; કારણ કે હું વર્ત્તમાન છું, મારૂં અસ્તિત્વ હોત નહિ તો તમે મારો વિચાર કરી શકત નહિ. એ જ પ્રમાણે ઇશ્વરનું. તે હોત નહિ, તેણે પોતાનું પ્રકટીકરણ કર્યું હોત નહિ તો કોઇ પણ આત્માએ તેનો વિચાર કર્યો હોત નહિ અને આપણી પાસે એવો શબ્દ પણ હોત નહિઃ જેથી આપણે તેને વ્યક્ત કરી શકીએ. આપણે વેદ જેવાં, પુરાણો જેવાં બાઇબલ જેવાં, ધર્મપુસ્તકોની હાંસી કરતા. પ્રભુ આપણને ક્ષમા આપે! બાઇબલ ઉઘાડો અને પહેલા જ પાનામાં વાંચો, પ્રભુ કહે છે તે સાંભળો. "પ્રથમ પ્રભુએ સૃજ્યાં સ્વર્ગો અને પૃથ્વી." (હિસ હિસ ને ગડબડાટ) "અહીં એવી હકીકત મનુષ્યને કહેવામાં આવી છે જે ન કહેવાઇ હોત તો મનુષ્ય તે જાણી શકત નહિ, કે પ્રકૃતિ સ્વયંભૂ નથી, પણ તેનો કોઇ કર્ત્તા છેઃ અને તે કર્ત્તા ઇશ્વર કહેવાય તે છે." (ગડબડાટ "મૂર્ખાઇ," અને સરસ્વતી "છિટ્ છિટ્.")

"પ્રકૃતિ ઇશ્વરનું પ્રકટીકરણ કરતી નથી એ વાત તો આટલાથી સ્પષ્ટ થાય છે, કે વિદ્વાનો, વિજ્ઞાનીઓ, કુદરતના મોટા શોધકો ઇશ્વરને માનતા નથી. વિચારના કોઇપણ આદર્શ સિવાય વિચાર શી રીતે ઉદ્‌ભવે ? ઇશ્વર—એ સાર્વલૌકિક વિચાર શી રીતે પ્રજ્વલિત બન્યો—તેને જ્વલિત કરનાર વિના ?" (ગડબડાટ, એક પુકાર—"માણસની કલ્પનાનો છેડો નથી ઇત્યાદિ.") "હું કહું છું કે માણસની કલ્પનાનો છેડો છે. એમ ન હોય તો અસ્તિત્વ વિનાના પદાર્થનો, આદર્શ વિનાનો એક વિચાર બાઈ સરસ્વતી,–પોતાની માન્યતામાં આટલા બધાં દૃઢ છે એ બાઇ સરસ્વતી—ઊભા થઇને ભલે કહી બતાવે અને એ વાતને સાબિત કરી આપે."

સરસ્વતીની આંખો ક્રોધથી અને તુચ્છકાર ભર્યા જોશથી લાલ બની ગઇ હતી. ગાલ ઉપર અંગાર વર્ષતા હતા. હરિણીની પેઠે તે કૂદી ઊઠી અને બોલીઃ "આપણા માજી પ્રમુખ એક વખત ચોકખી દૃષ્ટિના હતાઃ વકતા હતા. તેનાં આવાં મૂર્ખ ચીંથરાં કેટલી વાર સુધી સાંભળ્યાં કરવાં? આ વહેમી વાકયો કયાં સુધી સહન કર્યા કરવાંઃ તેની મને સ્હમજણ પડતી નથી. આદર્શહીન વિચાર રજૂ કરવાનું એઓ મને કહે છે. રામાયણનો કુંભકર્ણ—હાથીના કાનવાળો અને ઊંટ પેસી જાય એવા નસ્કોરાંવાળો રાક્ષસ, દસ માથાવાળો રાવણ—એ શું છે ?અને એથી વધારે સારું દ્રષ્ટાંત પણ છે. પેલા રાક્ષસને મારવા રાક્ષસી નરસિંહાવતાર ગોઠવ્યો છે.—એ શું છે? શું એથી આપણે એમ માનવું કે નરસિંહ જેવું કોઇ પશુ છે? મનુષ્ય એવા રાક્ષસની કલ્પના કરે ત્યાર પહેલાં શું એવી ભયંકરતાનું પ્રકટીકરણ ન થવું જોઈએ?"

ઉત્સાહના પુકારથી આ વચન ઝીલી લેવાયાં. હાસ્યનો ખડખડાટ, તાળીના ફટાકિયા અને પગના ધબધબાટથી ઓરડાનાં નળીયાં ધ્રૂજી ગયાં.

શાન્ત વદને કરુણાશંકરે કહ્યું: "સરસ્વતીબાઇએ મારી કસોટીને બહુ ચતુરાઇથી ઉડાડી દીધી છે. બીજું કોઇ કાંઈ બીજું કહેશે ? અસ્તિત્વહીન કોઇ પણ પદાર્થનો વિચાર ઊભું થઇને કોઇ બીજું રજૂ કરશે ? નૃસિંહના તો જૂદા જૂદા અવયવો પૃથ્વી પર હયાત છે, અને તેને સાથે ગોઠવી દેવામાં આવ્યા ત્યાર પહેલાં હતાં. માથું સિંહના માથાની નકલ છે, ધડ માનવીના ધડની નકલ છે અને આખા શરીર પર મોટાં રૂંછાં રાખ્યા હોય તો તે રીંછને હોય છે. અગાડી હયાત ન હોય એવા પદાર્થની તેઓએ કશી કલ્પના કરી નથી અને તમે કરી શકશો નહિ."

હસાહસ થઇ રહી અને ઓરડામાં વિશેક સર્પ પૂરાયા હોય અને અંદર અંદર લડતા હોય, એવા સુસવાટથી શેરીનાં માણસો પણ ક્ષણવાર સાંભળવા બહાર ઊભા થઇ રહ્યાં.

તે અગાડી બોલ્યો: "ભાઇઓ ! આ વિષયની વધારે વાત કરી હું તમને દુઃખ નહિ આપું."

સરસ્વતીના પિતાએ કહ્યું: "ખરેખર કરુણાશંકર ! અક્કલમાં ઉતરે એવી કાંઇ અભ્યાસસિદ્ધ વ્યવહારી વાત કરો તો સારું"

"એમ જ. ધર્મપુસ્તકના શબ્દોમાં વિજ્ઞાન નથી, તત્વજ્ઞાન નથી અને ઘણો ભાગ પરસ્પર વિરોધી અને અયુક્ત છે. એ તમારી વાત સાચી છે. ધર્મ ગુરુઓના સ્વાર્થ પર અને ધર્મને નામે ચાલેલા ઝનૂની જુલમ પર તમને ક્રોધ આવે એમાં નવાઇ નથી. હૃદય અને બુદ્ધિવાળા કોઇ પણ માનવીને કંટાળો આવે જ" ("શાબાશ" "હિયર હિયર" અને સરસ્વતી–"ભાઈઓ, અગાડી શું જવાહીર નીકળે છે તે સાંભળો, જરા રાહ જૂવો.")

"પણ એટલા પરથી ઇશ્વરનો શબ્દ નથી એવો નિશ્ચય કરવામાં તમારી ઉતાવળ છે: ભૂલ છે." ("ઓહો ઓહો" અને વિશેષ હસવું) "સૌંદર્ય અને દીપ્તિ, જ્ઞાન અને સ્નેહ, પ્રકાશ અને

આશીષઃ ઇશ્વરી શબ્દના આધ્યાત્મિક અર્થમાં ભરપૂર છે; અને સમરૂપના શાસ્ત્રથી એ આધ્માત્મિક અર્થ તમે વાંચી શકો, અને તમારા હૃદયમાં અને મગજમાં સ્થિર કરી શકો."

આખો ઓરડો ગાજી ઊઠ્યો અને સરસ્વતીની ફાટી જતી ચીસ સંભળાઇ–"એ જ નવી નક્કોર ચાવી, જે એમણે પોતે બધાં દર્દો પર લાગુ પડતી નવી નક્કોર દવાની જાહેરખબર સાથે એક દિવસ સરખાવી હતી–મારી જ રૂબરૂ." હસાહસનો ગડબડાટ એટલો બધો વધી ગયો કે થોડી વાર સુધી કરુણાશંકર બોલી શક્યો નહિ.

"હસો પણ સાંભળો! પ્રકૃતિનો પ્રત્યેક પદાર્થ તમારા મનના કોઈ અને કોઇ પદાર્થનું સમરૂપ છે." તમારામાં આત્મા છે એ ક્યારે જાણ્યું–કરુણાશંકર!" "વૃક્ષોના મૂળમાં કુહાડી મૂકાય છે, અને સારું ફૂલ ન આપનારૂં દરેક વૃક્ષ કાપીને અગ્નિમાં ફેંકી દેવાય છે. તમારા આત્મામાં રોપાએલું પ્રત્યેક વૃત, જે સદાચારનું ફળ ધારણ કરતું નથી તે તમારા આત્માના પ્રવાસમાં કાપી નાખવાનું છે; અને પરમાત્માના સાર્વશોષક સ્નેહ–દાવાનળમાં ભસ્મ બનવાનું." (ઓહ!" અને એક અવાજ–"એ સાચું હોય તો ઘણું જ સારું.")" એ સાચું જ છે."

પ્રભુએ નંદનવનનું મનોરમ ઉદ્યાન સરજાવ્યું. એ ઉપવન તે મનુષ્યનો આત્મા–અનેક સુંદર વિચારો ને કુમળી ભાવનાથી ભરપૂર. એ વાડીની જમીનમાં પ્રભુએ નયનને રંજીત કરનાર ને સ્વાદમાં મીઠાં વૃક્ષો રોપીને ઉછેર્યાં, એજ પ્રમાણે કેળવણી પામેલા આત્મા દ્વારા પ્રભુ પ્રત્યેક સદ્વસ્તુ ને મધુરી પ્રીત સરજાવે છે. એ પ્રીતિભાવ માનસિક દૃષ્ટિને મોહક છે; હૃદયને આનંદવા મધુરા છે, (છિ... નકામું ... એક આવાજ–' સાંભળો ભાઇઓ; એમને આપણે સાંભળવા જોઇએ) જીવનવૃક્ષ એ પ્રમાણે ઉપવનની મધ્યમાં ઊભું છે. કેળવણી પામેલા આત્મામાં પ્રભુ જીવનવૃક્ષસમો પ્રેમ મૂકે છે. તમે જેટલા ચાહો છો, તેટલા જ તમે જીવો છો–નહિ વારૂ? તમે બીજાને–તમારી જાતને નહિ–માટે મરી પડો છો તેટલા જીવો છો. જે માણસોને તમારા પ્રેમની જરૂર છે–જે તમારા ભાવ માટે મરી ફીટે છે–એના વિના જેમનાં જીવન નિરસ બની જાય એવા મનુષ્યો પર તમારે હેત વર્ષાવવાનું છે. ("સાંભળો, સાંભળો–" સરસ્વતી "ભાવનાત્મક કચરો") એટલે ઉદ્યાનની મધ્યમાં ઊભેલું જીવનવૃક્ષ એ પ્રેમ–ખીલતા આત્માના ઉરોભાગે વિરાજતો સ્નેહ, સારાનરસાનું જ્ઞાનવૃક્ષ એટલે સારાનરસાનો ભેદ પારખવાની શક્તિ. શયતાને માયામાં ફસી દેવપદ પામવા કહ્યું હતું; એટલે આપણા આંતરિક શયતાને–વિષય વાસનાએ–શયતાનની જ ગરજ સારનાર મદાન્ધતાએ, આપણામાંથી એની દૃષ્ટિ પ્રમાણે સારા નરસાનો ભેદ પારખવા પ્રેર્યા, ને આપણી જાતને જ સ્વયં દેવેશ્વર માનતા કર્યા–પૂંઠે તો પાપના પડકાર પડી રહ્યા. પ્રભુએ આદેશ દીધો છે કે "પરસ્ત્રીસંગ પાપ છે." હવે પેલો આંતરિક શયતાન, આપણને આપણી મતિ પ્રમાણે એ સૂત્રનો અર્થ કરવા પ્રેરે છે; ને આપણે આપણી અન્ધદ્રષ્ટિએ એવા નિર્ણય પર આવીએ છીએ કે પરસ્ત્રીસંગમાં કાંઈ ખાસ વાંધો નથી, બહુ બાહુ તો નૈતિક કે સામાજિક દોષ થશે; નહિ કે અનંત ને અભંગ પાપ. સારાનરસાના જ્ઞાનનો આપણે એમ ઉપયોગ

કરીએ છીએ, ને એ દિવસે એ સ્થિતિમાં આપણે સ્વર્ગ ને સુખથી નિરાળા બની જોઇએ છીએ."

શ્રોતાઓના મોટા ભાગને આથી અસર થતી જણાઈ. તમામ સભાસદો છેલ્લાં વાક્યો ઉચ્ચારાતી વેળાએ શાન્ત બની ગયા હતા. એક અવાજ આવ્યો–" આગળ ચલાવો. "

" ભલે–પણ શાસ્ત્રોના આધ્યાત્મિક અર્થ વિષે હું વધારે પિંજણ નહિ કરું; પરંતુ એટલું તો કહીશ જ કે એમાંથી તમારે અગમ્ય જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. શબ્દાર્થ કરી અનર્થમાં ડૂબી જવાનું નથી. શબ્દાર્થથી તમારો વિનાશ થશે. આધ્યાત્મિક ભાવો પારખતાં નવજીવન પામશો." ( " પોલી ધર્માન્ધતા "–સરસ્વતી)

" એક દૈવી પુરુષ બલિદાન થઈ, બીજા દૈવી પુરુષને સંતોષે એ જૂની માન્યતા તમે ધિક્કારો છો તેમાં જરાય ખોટું નથી; પરંતુ સૃષ્ટિને પાપથી ઉદ્ધારવા શ્રીકૃષ્ણચંદ્રરૂપે સાક્ષાત પરમેશ્વરે અવતાર ધારણ કર્યો હતો એ તમે ન માનો તો તમે ખોટા છો. ( કચરો... નકામું... વહેમી... ) માત્ર શ્રદ્ધાથી જ સંસારથી તરી જવાય છે એ જૂની માન્યતા તમે બીનપાયાદાર ગણો તે ઠીક કરો છો. પરંતુ હૃદયમાં ધર્મભાવના પોષી–હાથે સત્કાર્યો આદરી પછી શ્રદ્ધા રાખો તો ભવાટવીમાંથી છૂટી જવાય, એ ન માનો તો ખોટું છે. તમારા ધર્મગુરુઓ વર્ણવે છે તે નરકથી તમે કંપી ઊઠો એ સ્વાભાવિક છે, પરંતુ સત્યે જય ને અસત્યે ક્ષય નથી એમ જો તમે માનો તો ભૂલ ખાઓ છો એ ચોક્કસ માનજો. "

છેલ્લા વિચારે પાછો ગરબડાટ મચાવ્યો, " મનુષ્ય શું સંયોગોનો ગુલામ નથી ?" એક જણે પૂછ્યું ' પછી મગજે સૂચવેલી યોજના માટે એક જણને જશ આપવો ને બીજાને જુતિયાં એમ કેમ ?" બીજાએ રાડ નાંખી.

"મનુષ્ય સંયોગોનો ગુલામ નથી જ" કરુણાશંકર ચાલુ ઘોંઘાટમાં ઉચ્ચસ્વરે સ્પષ્ટ રીતે બોલી શક્યો "મનુષ્યની ચઢતી-પડતી પ્રમાણે સંયોગો આવી મળે છે."

"એથી તો વધારે કોલાહલ જામ્યો, "તમારે કહે—" એક બૂમ આવી.

"પ્રભુ! મને ક્ષમા કરો."

"એય બેસી જાઓ, પહેલેથી છેલ્લે સુધી ખોટું જ બાફ્યે ગયા છો." "સાવ નિર્માલ્ય ધર્માન્ધતા" "એવી પૌરાણિક પંડિતાઈની અમારે પરવા નથી" ખંડની ચારે દિશાએથી આવા સપાટા ચાલુ જ રહ્યા. ઘોંઘાટમાં જ સરસ્વતી ફરી એક વાર ઊભી થઇ.

"ભાઇઓ!" તે બોલી, "અને બ્હેનો! આપણે કાને આવેલા ગપાટાનું રહસ્ય આપે કરુણાશંકરના મુખે જ જાણ્યું છે. એમની ઘેલી ઘેલી વાતોને આપણે ધીરજથી સાંભળી છે. વધારે ટીકા કર્યા વિના સમાજમાંથી એમને બાતલ કરવામાં આવે એવી હું દરખાસ્ત મૂકું છું."

"હું અનુમોદન આપું છું." પેલો યુવાન ડૉક્ટર બોલી ઊઠ્યો.

"એટલું બધું કરવાની જરૂર શી છે." કરુણાશંકર શાંતિથી બોલ્યો, "મેં ક્યારનું ય રાજીનામું આપી દીધું છે. સારી જાતે જ હું સમાજમાંથી નીકળી ગયો છું."

"પ્રમુખ સાહેબ! કૃપા કરી મત લેશો?" સરસ્વતીએ રાડ નાખી.

"ભાઈ કરુણાશંકર!" પ્રમુખ સાહેબ બોલ્યા. એ ઊભા થયા ત્યારે એમની આંખમાં આંસુ હતાં—સ્વરમાં ડૂસકાં ભર્યાં હતાં" આજ કેટલે વર્ષે આવી દુઃખદ પળ મારે કર્મે લખાઈ

આવી છે. તમે પ્રકાશગામી–આમ અંધકારમાં કેવી રીતે વિલીન થઇ જાઓ છો ? કવિઓ ગાય છે કે, "સ્ત્રીની મોહિની ભયંકર છે." તમારી વાતમાં એ સત્યની મને પૂરેપૂરી પ્રતીતિ થઈ. હું તો એટલું જ જોઇ શકું છું કે તમારૂં ભેજું જ ગેપ થઇ ગયું છે. (હસાહસ) મારે તો એમાં હસવાનું નથી, પરંતુ રડવાનું છે. મારે ઠરાવ મૂકયા વિના છૂટકો નથી. આપણા માજી પ્રમુખ કરુણાશંકરને આપણા સમાજમાંથી ઉડાડી દેવાના મતના હોય તે જમણો હાથ ઊંચો કરે."

દરેક હાથ ઊંચો થયો. પગનો પછડાટ શરુ થયો–હસાહસનો પાર નહોતો.

"હું હવે છેવટની વિદાય લઉં છું." કરુણાશંકરે કહ્યું "પરંતુ છૂટા પડતાં પહેલાં મારે કહેવું જોઇએ કે હું તમને સર્વને ચાહું છું એટલે તમારામાંથી કોઇને પણ મારી નજીવી પણ જરુર પડે તો હું મારૂં બનતું કરવા એક પગે તૈયાર છું. મારી નાસ્તિકતામાં હું સહૃદયી હતો–તમે સર્વ પણ એવાજ છો એ હું જાણું છું.

બ્હાર ખુલ્લી હવામાં આવી એણે છૂટકારાનો દમ ખેંચ્યો. ડો. વૈશ્રવને અનુભવમાલાથી માહિત કરવા તે 'કુંજ' તરફ રવાના થયો.

# પ્રકરણ ૧૪ સું

## પત્રો

**વાચકોને** વિદિત કરવાની જરૂર છે કે આપણા યુવાન નાયકે આ પાછલા મહિનાઓ માત્ર ધાર્મિક અભ્યાસમાં જ ન ગાળ્યા, પરંતુ એનું જીવન જ પ્રવૃત્તિમય બની ગયું. પહેલાંની એની નાસ્તિકતાથી થયેલી અપકીર્તિથી પ્રથમ તો એને કેટલીક મુસ્કેલીઓ નડી, પરંતુ અંતે પૂર્વની સ્થિતિ પામી શક્યો અને એ જ પ્રમાણે અપૂર્વ પ્રવીણતાથી શારદા સજીવન થઇ સુરત પાછી ફરે, ને દંપતીજીવનમાં બંને સુખદુઃખનાં સમભાગી થાય એ ધન્યઘડીની વાટ જોવા લાગ્યો.

પરંતુ મહાબળેશ્વરની માહિતી ! ઘણી જ ચિંતાજનક [illegible] પડી. ડોક્ટરોએ ધાર્યું હતું તેમ, શારદાની તબીયત ઝપાટાબંધ સુધરતી ન ગઇ. એના પોતાના પત્રો તો મધુરતા ને આશાથી ભરપૂર આવતા. કરુણાશંકરે પણ પોતાના હૃદયપલટાની વાત [illegible] લખી જણાવી હતી. એ પત્રને તો શારદાએ હૃદયના [illegible]

ઊંડામાં ઊંડી આશાઓ પૂરવા હવે પોતે સમર્થ થયો હતો—અરે! એથી પણ વધારે કરી શકે તેમ હતો કારણ કે પરમ પ્રભુ વિષે શારદાની કલ્પના હજી અધૂરી જ હતી.

"પ્રભુને—કૃષ્ણને—બુદ્ધને—ક્રાઇસ્ટને—સર્વને હું ચાહતો થયો છું" તેણે લખ્યું હતું—"કારણ કે એ લોકો મારા સર્જક, સુધારક, ઉદ્ધારક, નવજીવનપ્રેરક ને મારું સર્વસ્વ છે. બોલ! વ્હાલી! એટલું કબૂલવા તું પણ તૈયાર છે? હું એને ચાહું છું, કારણ કે વાલ્મિકીની જેમ પારધીની નાસ્તિકતા ત્યજી એને હું મારા પ્રભુ—મારા માલિક—તરીકે વધાવતો થયો છું. મને ખાત્રી છે, વ્હાલી! કે હવે જ્યારે હું તને આલિંગીશ ત્યારે તારી નાસ્તિકતા માટે મારે તને ઠપકો દેવો પડશે; કારણકે સર્વશક્તિમાન અજરામર પરમપિતાની અર્ધી માહિતી પણ તને નથી. હું એને ચાહું છું, કારણકે મહાપ્રતાપી મહેશ્વર હોવા છતાં સ્વર્ગસુખનો પરિત્યાગ કરી તે પૃથ્વી પર પ્રગટ થયા હતા—કારણકે આપણા પ્રભુ હોવા છતાં તે આપણા સેવક થઇ રહ્યા—કારણકે સર્વ સૃષ્ટિના સ્વામી હોવા છતાં તે સ્વજનોથી છંડાયલા રહ્યા—કારણકે જીવનદાતા હોઇ નીચ મૃત્યુને આધીન થયા... અને ... આહ! હું એમને ચાહું છું, કારણકે મને પ્રાર્થના કરવા પ્રેરનાર એક દેવબાલાને ચ્હાતાં શીખવ્યું—એના જીવનને મારા જીવન સાથે સુવર્ણદોરીથી સાંકળી લીધું—પછી ભલે એ જૂદાં થાય. પરંતુ અનન્તતામાં તો એક જ રહેવાનાં."

કરુણાશંકર પોતાના ધર્મની પ્રકૃતિના તાત્વિક વિવરણમાં ઊંડો ઉતર્યો જ નહોતો. ઉપરનાં વાક્યો જ શારદા માટે બસ હતાં. તે આશ્ચર્ય પામી—એને પૂજતી થઈ. પોતાના હૃદયનાથના હૃદયપલટાની સહૃદયતાની એણે જરાય શંકા કરી નહિ. એની ભાવનાની ઝીણી ઝીણી અસ્મિતાની એને પરવા નહોતી.

એક વાર એણે લખ્યું–"અહો! તમારી સાથે ધાર્મિક તત્ત્વોની છૂટથી ચર્ચા કરવાનું કેવું ગમે છે? અહીંની વૈષ્ણવ કન્યાઓ ગોપીકાનાં ગાન કર્યા કરે છે. ગોપગોપીઓની વાતો એમના મ્હોંમાં જ ભરેલી હોય છે. કેવું સુંદર! પરંતુ કશાય અન્તરાય વિના કૃષ્ણચરણે નમવું નહિ સારૂં? સ્વર્ગનો તમને કેવોક ખ્યાલ છે? વ્હાલા! એ પ્રણયપુરિત છે એટલે સર્વાંશે સુખમય જ, નહિ? કેટલીક વાર મને એમ થાય છે કે પ્રીતિ જ સ્વર્ગ નિપજાવે છે. પરંતુ જો આપણે ચાહીએ તો આપણા પ્રેમને પોષનાર પણ આપણી સાથે જ હોવું જોઇએ. માતુશ્રી કહે છે કે પ્રેમપોષક શ્રીકૃષ્ણચન્દ્ર જ છે. પરંતુ પ્રણયભાજનો દ્વારા જ આપણે કૃષ્ણને નથી ચ્હાતા? મને લાગે છે કે હું ઘણી જ અજ્ઞ અને મૂર્ખ છું; પરંતુ કેટલીયવાર હું પડી પડી આક્રન્દ કરૂં છું કારણ કે કેટલીક ચીજોને હું મારી ધારણાનુસાર સ્પષ્ટ દેખી શકતી નથી. મને લાગે છે વ્હાલા! કે સ્વર્ગમાં પણ તમારા વિના હું સુખી ન થઈ શકું. એ વિચાર ભયંકર લાગે છે? દુષ્ટ ભાસે છે? મારા વિના તમે સુખી થઈ શકો? આવી પ્રશ્નાવલી માટે મને માફ કરજો. વ્હાલા! "હું તમારી છું, તમે મારા છો' એ શબ્દોમાં જ મને તો સ્વર્ગ સમાયેલું લાગે છે. તમારૂં હૃદય ઉકેલજો–વ્હાલા! તમે શું ધારો છો તે મને અવશ્ય જણાવશો."

કરુણાશંકર ઘણીયે સન્ધ્યાઓ 'કુંજ'માં ગાળતો. એનાં દ્વાર એને માટે સદાયે ઉઘાડાં હતાં. કરુણાશંકર પરના પત્રો શારદાની તબીયતની જે વિગત વંચાવતા તેથી ય વધારે ડૉક્ટર વૈશ્નવ જાણતા; કારણ કે એમણે જ મહાબળેશ્વરના એક સુપ્રસિદ્ધ ડૉકટરને શારદાનો કેસ સોંપ્યો હતો. પરંતુ એ વિષય પર તે સદાય ગંભીર રહેતા ને કરુણાશંકરને બને તેટલું આહ્‌લાદક લખાણ લખવા સલાહ આપતા. એક સન્ધ્યાએ એમણે કહ્યું—

"કરુણાશંકર! આજે મહાબળેશ્વરથી મારા પર પત્ર છે. ભડકશો નહિ. પરંતુ એ વિગત હું ઇચ્છું એવી સારી નથી. પરંતુ ડૉક્ટર દેવધર જરા વધારે પડતા નિરાશાવાદી છે. ઉજળી બાજુ એ જોતા જ નથી."

"એ શારદાનો કેસ ગંભીર ધારે છે?"

"ગંભીર તો છે જ. પરંતુ ડૉક્ટર દેવધર માને છે તેમ મને ખાસ ભય હોય એમ નથી લાગતું."

કરુણાશંકરે પોતાના હાથમાં મ્હોં છૂપાવી દીધું.

"કેમ?" તેણે કહ્યું "આજે મારા પર પણ શારદાનો પત્ર આવ્યો છે એમાં તો અમારા પુનર્મિલનના સુખદ સ્વપ્નની આશા રાખી આનંદમાં રાચવા લખ્યું છે."

"ખરે જ" ડૉ. વૈશ્નવ બોલ્યા "ડૉક્ટર દેવધર નિરાશાવાદી જ છે. પરંતુ ગુલાબરાય અહીં આવનાર છે. એમની અત્રે જરુર પડી છે. એમની પાસેથી તમને વધારે માહિતી મળશે. ઘણું ખરું તેઓ કાલે જ અત્રે આવી પહોંચશે."

"એ આવશે કે હું એમને મળીશ. તમે જાણો છો કે પેલા કપરા કરારથી મારે મુક્તિ મેળવવાની છે."

"હા હા." ડૉક્ટર વૈશ્નવ હસ્યા "તમને ક્યારનીયે મળી ગઈ છે; છતાંયે જાતે વાત નક્કી કરી નાંખવી સારી."

ડૉક્ટર વૈશ્નવની વાતચીતથી કરુણાશંકરને ઓછી ગડમથલ ન થઈ. તે ઘેર જઇ ચિંતાતુર હૃદયે સવાર પડવાની રાહ જોવા લાગ્યો.

# પ્રકરણ ૧૫ મું

## અનન્ત મૂર્ખાઈ—

**બીજે** દિવસે સવારે કરુણાશંકરને જ ગુલાબરાયનો પત્ર મળ્યો. એમાં તેમના આવવાનો સમય લખ્યો હતો, ને સન્ધ્યા-કાળે મળવા સૂચના કરી હતી. સાંજે એ પ્રમાણે કરુણાશંકર ગુલાબરાયને મળવા ગયો. ત્યાં ભીમભટ્ટના શુકન થયા. ચિંતાતુર ને ઉદાસ જણાતા ગુલાબરાયે એનો ભાવથી સત્કાર કર્યો. પરંતુ ભીમભટ્ટ તો પ્રથમ મિલન કરતાં ય બને તેટલી ગંભીરતા ને પ્રખરતા ધારણ કરી રહ્યા હતા.

"કેમ સાહેબ!" તેણે શરૂઆત કરી "મેં સાંભળ્યું છે કે આપણે પ્રથમ ચર્ચા કરી હતી એ બધા મૂર્ખાઇભર્યા અભિપ્રાયોનો તમે ત્યાગ કર્યો છે, પરંતુ મેં સાંભળી છે એ બધી વાતો ખરી હોય તો તમારા એ હૃદયપલટા માટે હું અભિનન્દી શકું નહિ જ."

'ખરે જ?' ગોરમહારાજને ઉશ્કેરવાને બદલે ઠંડાગાર બનાવી દે જેવા સ્વરથી કરુણાશંકરે કહ્યું.

"જો મારી માહિતી ખરી હોય તો તમારો હૃદયપલટો જાણે કોઇ માણસે ઘરમાં પેસી ભીંતપર હાથ મૂક્યો, ને સર્પદંશ થયો તેના જેવી દશા છે."

"ખરે જ!" એને તો ચર્ચામાં ન ઉતરવાના ઇરાદાથી કરુણાશંકરે ફરીથી ટૂંકામાં જ પતાવ્યું.

"કોઇ પણ મનુષ્યના અભિપ્રાયો વિષે હું ઉતાવળે મત બાંધવા ઇચ્છતો નથી, પરંતુ હું જાણું છું તે પ્રમાણે જે નાની ટોળીના તમે નેતા બન્યા હતા તે લોકો પોતાને હિંદુઓ કહેવરાવવા છતાં વૈષ્ણવધર્મનો તદ્દન નિરાદર કરે છે; જો કે આપણાં શાસ્ત્રોનું તો એ જ મૂળ કથન છે, ને એ સ્વીકાર્યા વિના મુક્તિ અપ્રાપ્ય છે."

"ભાઈ ભીમભટ્ટ" ગુલાબરાય વચમાં પડ્યા "આવી ઝીણી ઝીણી બાબતોને ન છેડાય તો જ સારૂં. નહિ? કરુણાશંકર પ્રભુના અસ્તિત્વને સ્વીકારતા થયા છે ને ગીતાજીમાં તેમનો જ આદેશ આલેખાયો છે તે માન્ય રાખે છે. મને તો એટલું પુરતું જ લાગે છે. ધર્મની ઝીણી ઝીણી બાબતોમાં મતમતાંતર હંમેશાં જ રહ્યા છે ને રહેવાના જ.

"ભાઇ ગુલાબરાય! તમે તો તમારી ભાવનાઓમાં ઘણા જ ઢીલા છો. ગોસ્વામી મહારાજ કહી ગયા છે કે "જો કોઈ વ્યક્તિ અન્ય ધર્મતત્વોનું પ્રતિપાદન કરવા આવે તો એનું સત્યાનાશ જાય" તમે જે ભાવના માન્ય કરી છે તેથી ઉલટી જ ભાવનાઓ આ યુવાન તમને મનાવવા મથશે; એટલે એનું તમે ભલું શી રીતે ઇચ્છી શકો?"

"મને લાગે છે કે તમે તો તમારા મતમાં ઘણા જ દુરાગ્રહી છો. એમ ઘણું ખેંચવાથી અધર્મના માર્ગે ચઢી જવાય એમ મને તો ધાસ્તી રહે છે." ગુલાબરાયે કહ્યું.

"ગુલાબરાય! ભીમભટ્ટે તો આગળ ચલાવ્યું, "આ યુવાનમાં થયેલો ફેરફાર મને તો સારાને માટે હોય એમ નથી જણાતું. સાવધાન! મારા મત પ્રમાણે તો ધર્મમાં ન માનનાર કરતાં એમાં પાછા વળનાર અતીવ ભયંકર હોય છે."

"પરંતુ કરુણાશંકર વૈષ્ણવધર્મમાં પાછા વળ્યા છે એવી હજી આપણી ક્યાં ખાતરી છે? મારી જાણમાં એમના વિચારો આવ્યા છે તે પ્રમાણે તો એ શાસ્ત્રોને હલકાં પાડવાને બદલે ગૌરવાન્વિત કરે છે."

"તમારો કેવો અજબ અભિપ્રાય!" ભીમભટ્ટ બોલી ઊઠયા. "હું તો દિગમૂઢ બની જાઉં છું. એથી સિદ્ધ થાય છે કે શયતાન પણ કેટલીક વાર પ્રકાશદૂતનો સ્વાંગ સજી આવે છે. આજ કાલ ખોટા ધર્મોપદેશકો ઘણા વધી પડ્યા છે એમનાથી આપણે સાવધ રહેવું જોઇએ."

"આ પ્રસંગે આવી કસોટીમાંથી પસાર થવા નહિ, પરંતુ એક જૂદા જ કાર્ય માટે આ યુવાનને મેં મળવા બોલાવ્યો છે" ગુલાબરાય બોલ્યા.

"તેમ હશે" ભીમભટ્ટે પૂર્તિ કરી, "પરંતુ તમારા ધર્મગુરુ તરીકે કરુણાશંકરના હૃદયપલટાનું ખરું સ્વરૂપ તમારી આગળ પહેલી જ તકે ધરવાની મારી ફરજ સમજું છું કે તમે ઠગાવ નહિ."

"તમે આમ નક્કી કરીને આવ્યા છો" ગુલાબરાયે ઢીલું મૂક્યું, "તો કરુણાશંકર પણ પોતાના સિદ્ધાન્તો તમને સમજાવશે જ એમાં મને જરાય શંકા નથી."

"તો હું પૂછું છું કે" ભીમભટ્ટે શરુઆત કરી, "તે વૈષ્ણવ પંથનો અંગીકાર કરે છે? વળી બીજા કોઈ પણ માર્ગે નહિ પરંતુ એ પંથદ્વારા જ મુક્તિ મળે છે એ વાત સ્વીકારે છે?

"ભલે" કરુણાશંકરે જણાવ્યું "પરંતુ એવા ફાંટાઓને હું શાસ્ત્રોક્ત તરીકે નથી પિછાનતો."

"સાધુ પુરૂષો માને છે કે વૈષ્ણવ પંથ તો શ્રીકૃષ્ણચન્દ્રે દર્શાવેલી મનુષ્યની મુક્તિની સાચી યોજના છે."

"યોજના!" કરુણાશંકરે પ્રશ્ન કર્યો.

"હા ! મુક્તિની યોજના." ભીમભટ્ટે ભાર દઈ જણાવ્યું.

"યોજના !" કરુણાશંકરે ફરી પૂછ્યું, "ભૂલકણા માણસોને જ યોજનાઓ તૈયાર કરવી પડે; બાકી અનન્ત પ્રીતિ ને જ્ઞાન પોતાના અન્ત પ્રથમથી જ યોજતા જ નથી ને તેમની કાર્યસિદ્ધિ માટે એવા કોઇ શબ્દની જરૂર પડતી નથી.

"આ બધા મધુમય શબ્દો હોં કે !" ભીમભટ્ટે ટીકા કરી, "પરંતુ અન્તરે તો હલાહલમ્. વળી સંસારીઓને ફસાવવા માયાદેવી અનેક જાદૂઈ ઘટનાઓ સર્જાવે છે, નહિ વારુ ?"

"આવી વાતોથી, ભાઈ ભીમભટ્ટ ! વિષયાન્તર થાય છે. મુક્તિની જે યોજના આપણે ખરેખર સ્વીકારીએ છીએ તે કરુણાશંકરને સમજાવો, ને તે પરત્વેજ એમને શું કહેવાનું છે તે સાંભળો."

"ખચીત," "કરુણાશંકરે કહ્યું, "એ સાંભળીને જવાબ આપતાં મને જરૂર આનંદ થશે."

"મુક્તિની યોજનામાં એમ છે કે પ્રભુએ પાપીઓ પર દયા બતાવવા આદેશ દીધો છે; પરંતુ સમસ્ત કુલના પાપ માટે પુરતું પ્રાયશ્ચિત કરવું જ જોઇએ. પરંતુ મનુષ્યો જ્યારે એ પ્રાયશ્ચિત ન કરી શક્યા, ત્યારે કૃષ્ણચન્દ્ર જેવાએ અવતાર લઇ સર્વ પાપનું નિવારણ કર્યું."

"ઊભા રહો" કરુણાશંકરે વચમાં જ ઝંપલાવ્યું "પ્રભુને તથા કૃષ્ણચન્દ્રને બે જૂદી વ્યક્તિઓ માનો છો ? એ જાતે કહી ગયા છે કે "હુંજ પ્રભુ છું."

"ના એ બે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે. પરંતુ તેમનાં કાર્ય અને સાધનાઓ એક જ પ્રકારની છે."

"જો પ્રભુ પ્રાયશ્ચિત માગતા હોય ને કૃષ્ણચન્દ્ર પાપ નિવારણ કરવા તેમ કરતા હોય તો બંને કાર્ય અને સાધનાઓ એક શી રીતે હોઇ શકે ?"

"જોયું? ગુલાબરાય! આ યુવાન કેવો ભયંકર છે, કેવી વિનાશક નાસ્તિકતા એનામાં ભરી છે.? પરંતુ એથી હું મારી ચર્ચા છોડી દેનાર નથી. બધીય યોજના તમારા કહેવા પ્રમાણે તેમની આગળ રજૂ કરૂં છું (કરુણાશંકરને) એ યોજના તમે નાકબૂલ કરો તો ગોસ્વામીના વચન પ્રમાણે તમારો વિનાશ થશે."

"ભલે?" કરુણાશંકરે મૂળ વાત યાદ દીધી "આપણે એમ કહ્યું કે પ્રભુએ પ્રાયશ્ચિત માગ્યું–કૃષ્ણચન્દ્રે પાપનું નિવારણ કર્યું."

"હા! ભીમભટ્ટે ચાલુ કર્યું" પ્રભુનો સહકાર સાધવા–

"પરંતુ કૃષ્ણચન્દ્ર પ્રભુ હતા. પ્રભુને વળી પ્રભુથી સહકાર સાધવો પડે? કે પછી તમારા સિદ્ધાન્તાનુસાર બે પ્રભુ છે?"

"એ દૈવી પુરૂષો—"

"ને દૈવી પુરુષ એટલે પ્રભુ–એ દૈવી પુરૂષો એટલે બે પ્રભુ."

ભીમભટ્ટ ક્રોધથી રાતાપીળા થઇ ગયા–ઊભા થયા;

"માફ કરજો" કરુણાશંકરે શાન્ત પાડવા પ્રયત્ન કર્યો "હું વચ્ચે પડતો તેથી તમને માઠું લાગ્યું? મારા મનમાં એજ પળે વિચાર આવતા તે હું કહી નાખતો. મારો એવો અધીરીઓ સ્વભાવ છે કે હું એ ખાળી શક્યો નહિ. માફ કરો. તમારી ચર્ચા આગળ ચલાવો."

"પ્રભુનો આપણી સાથે સહકાર સાધવા" ભીમભટ્ટે બેસી, ક્રોધ જરા દબાવી શરુઆત કરી "આપણી મુક્તિ માટે કૃષ્ણચન્દ્રે ઘણો ઘણો પ્રયાસ આદર્યો: બુદ્ધાવતારે ઘણી ઘણી પીડાઓ પોતાને માથે વ્હોરી લીધી. દૈવી કોપ તેથી શમ્યો ને પ્રભુનો સહકાર સધાયો. હવે પ્રભુ તરફથી મનુષ્યને માફી મળી શકે છે. ને તે પરમપદ પામી શકે છે.

"એ તમારી મુક્તિની યોજના?" કરુણાશંકરે પૂછ્યું.

"અમે તો એ સર્વને ધાર્મિક વાતો માનતા આવ્યા છીએ" ગુલાબરાયે ટાપશી પૂરી "એમાં ઊંડા અર્થો સમાયા હશે તેની છેક હમણાં સુધી મને ખબર ન હતી."

"તો મારે કહેવું જોઇએ કે "કરુણાશંકરે નિર્ણય આપ્યો "તે ભૂલકણા મનુષ્યો માટેની જ બધી યોજના છે. સાદી સમજ, તર્ક ને ન્યાયની દરેક ભાવના તેની સામે બળવો ઉઠાવે છે. નિર્દોષ મનુષ્ય પાસે મનુષ્ય પણ પ્રાયશ્ચિત માગતા નથી. જો એવું બને તો સમાજ તુરતજ એવા મનુષ્ય પર ક્રોધે ભરાય ને તેનો વિનાશ નક્કી થાય. કયો બાપ તેના નિર્દોષ પુત્રના બલિદાનથી રાજી થઇ ગુનેહગારને ગુનો માફ કરે? પ્રભુ ને મનુષ્યના કાયદા તમારા કહેવાથી વિરુદ્ધ જાય છે. હવે ભાઇ ભીમભટ્ટ! અમારો ને ગુલાબરાવનો સંબંધ તમે જાણો છો. શારદાનાં હાથનો હું ઉમેદવાર છું એ વાતથી પણ તમે માહિતગાર છો."

ભીમભટ્ટ ઝીણું ઘુરક્યા.

"એના પિતાની હાજરીમાં હું સોગંદ લઉં છું કે જો તમે શાસ્ત્રોમાંથી એક પણ વાકય એવું કાઢી આપો કે જે પુત્રના બલિદાનથી પિતાનો કોપ શાન્ત થાય ને મનુષ્યપાપનું નિર્દોષના બલિદાનથી નિવારણ થાય; એવું પૂરવાર કરે તો હું મારા સંબંધને તિલાંજલી આપું."

"જરૂર" ભીમભટ્ટ ઉછળ્યા "એવા તો કેટલાય દાખલા આપું. જૂવો. ભાગવતમાં કહ્યું છે કે પ્રહ્લાદે પીડા પામી તેના પિતાને તાર્યા."

"હા! પ્રહ્લાદે પિતાના અવતારનો અન્ત આણી શાપના એક ભાગનું નિવારણ કર્યું. નહિ કે પિતાનાં પાપ ધોયાં."

"બુદ્ધાવતારે પૃથ્વીનાં પાપ ધોયાં."

"હા! પૃથ્વીના લોકોને સત્ય માર્ગ સમજાવ્યો."

"શાસ્ત્રોમાં કહ્યું છે કે પાપીઓનો પ્રભુએ ઉદ્ધાર કર્યો."

"નહિ કે પાપીઓ માટે પ્રભુએ પ્રાયશ્ચિત કર્યું."

ભીમભટ્ટ અટકી પડયા. આ અર્થોથી તે આભા બની ગયા. ક્રોધમાં તેમનું આખું અંગ કંપવા લાગ્યું. દિગ્મૂઢ બની તે કરુણાશંકર તરફથી ગુલાબરાય તરફ વળ્યા.

"ચાલો!" કરુણાશંકરે આવાહન કર્યું, "કે હાર્યા ? બતાવો કે કૃષ્ણભગવાને અનેક પ્રયત્નોથી માનવીઓને પ્રભુચરણે નમાવ્યા."

"સદ્ભાગ્યે આ બાબત તો શાસ્ત્રમાં ચોક્ખી રીતે કહેલી છે. ઋષિઓ કહી ગયા છે કે તમામ સૃષ્ટિ પ્રભુની છે. શ્રીકૃષ્ણ-ચન્દ્રદ્વારા સર્વને પ્રભુએ પોતાને ચરણે સ્થાન આપ્યું છે."

"પરંતુ કૃષ્ણચન્દ્રે પ્રભુનાં સહકાર નથી સાધ્યો."

ભીમભટ્ટ તો છેડાઇ પડયા. ક્રોધથી લાલચોળ બની ગયા.

"ગુલાબરાયભાઇ!" તે બોલ્યા "આમ મૂગા મૂગા બેસી રહી આપણા ધર્મના સિદ્ધાન્તોનું ખંડન થતું જોઇ રહો છો ? આ યુવાન ભયંકર અપમાન કરે છે જાણે તમે કાંઇ બોલતા નથી ?"

"ખરૂં જોતાં—ભીમભટ્ટ મહારાજ!" ગુલાબરાયે કહ્યું, "મને તો એમાં ધર્મનું જરા ય અપમાન થએલું જણાતું નથી. હું સમજુ છું તેમ મારી ભારે અજાયબી વચ્ચે કરુણાશંકરે બતાવી આપ્યું છે કે આપણે બંને અત્યાર સુધી ખોટા ભ્રમમાં ભમતા હતા. આપણા પંથને નિરાળા પાડવાને ગમે તે કારણો હશે પરંતુ તેના પાયા શાસ્ત્રોમાં તો કોઇ સ્થાને નથી જ."

ભીમભટ્ટ ઊઠયા. ભયંકર તૂફાન ઘુંઘવાતું હોય એવો એમનો દેખાવ હતો.

"તો મારી એક જ ફરજ બાકી રહે છે.–તમારા ઘરને લાત મારી મારે દૂર થવું–ચાલો–રામ રામ."

બીજીજ પળે તે અદશ્ય થઇ ગયા. મોટા ધબાકા સાથે દ્વાર બંધ થયું.

"હું દિલગીર છું" ગુલાબરાયે શાન્તિ તોડી "કે ભીમભદ્ર આમ નાહક આવી ચઢ્યા. એ તમારું સ્વરૂપ નથી કળી શકતા. હું પણ પુરું હજી સમજી શક્યો નથી. છતાં ય તમારા વિચારો માટે મને માન છે. એ સમજવા હું બનતી ત્વરાએ પ્રયત્ન આદરીશ. હવે બીજી વાતે વળીએ. ઘણી જ દુઃખદ પરિસ્થિતિમાં હું ઘેર આવ્યો છું. શારદા ને તેની માતાને પાછા વળવાની ગોઠવણ કરી રહ્યો છું. સાચું કહું તો હું સારા સમાચાર નથી લાવ્યો."

"અરેરે!" કરુણાશંકરથી નિઃશ્વાસ મૂકાઈ જવાયો.

"એમ નહિ. ભાઇ! આપણે છેક અનિષ્ટ માટે તૈયાર થઇ રહેવું જોઇએ. દર્દ ગંભીર રૂપ પકડતું જાય છે. ડૉક્ટર દેવધરને તો થોડી જ આશા છે."

"પરંતુ એ તો આનંદ ને ઉત્સાહથી લપી રહી છે" કરુણાશંકરે પૂછવા માંડ્યું "એના હૃદયમાં તો જાણે ભવિષ્યની કેટલીયે આશા ને વિશ્વાસ ભર્યા છે."

"ખરે જ!" ગુલાબરાય બોલ્યા "ને એને જ ઘેર આવવાનું ભૂત વળગ્યું છે. પોતાની જન્મભૂમિના પુષ્પો ને પંખીના કલરવો સાંભળવા તે એકપગે થઇ રહી છે."

પુત્રીવત્સલ પિતાને આટલું બોલતાં ડુમો ભરાઇ આવ્યો. કરુણાશંકરનાં નયનમાં પણ અશ્રુબિન્દુઓ ચમક્યાં.

"એ એમ ધારે છે કે તમારી સંગતિમાં વસંતની હરિઆળી જમીન પર ફરતાં એના દિવસો પહેલાં કરતાં બમણા સુખમાં પસાર થશે."

"આ બધું મારે લીધે જ" કરુણાશંકરે ડુસકું ખાધું, "હું ધૃની ન બન્યો હોત તો એ કદાચ માંદી પડત જ નહિ."

"નાહક દુઃખી ન થાવ, કરુણાશંકર!" ગુલાબરાયે સાન્ત્વન દીધું. "ડૉ. વૈષ્ણવ જ તમને જણાવશે કે સત્યઘટના એમ નથી. આ દર્દ તો એની દાદીમાનું ઉતરી આવ્યું છે. વળી તમારી વિચારભિન્નતાથી તો તમારો પ્રેમ વધારે પવિત્ર ને ઊંડો બનવા પામ્યો છે. સ્વર્ગ માટે તમે બંને વધારે લાયક થયાં છો."

"મધુરો સાધુ આત્મા!" કરુણાશંકરે હાય નાખી.

"એનું હૃદય હમણાંનું સ્વર્ગની વાતોમાં જ રાચે છે. એના જ તે વિચાર કરે છે. એનાં જ શમણાં જૂવે છે. પ્રથમ તમારી આગળ વર્ણવેલા સ્વપ્નનો ભય દૂર થયો છે. હવે તો વ્યોમ-ગંગાના કિનારા પર તમે બંને ગુલાબના મંડપ નીચે બેઠેલાં તેને જણાવ છો."

"હા! એ સ્વપ્ન સાંભર્યું!" કરુણાશંકરને પત્રની વાત યાદ આવી.

"પરંતુ તે કહે છે કે એમાં ય ઊંડો ભેદ છે. પહેલાં સ્વપ્નમાં એકાએક અન્ત આવી પછી આનન્દગીત સંભળાયુ હતું તેની તેને સમજણ નથી પડતી."

"હવે મને બધું સમજાય છે" કરુણાશંકરે ડોક [illegible].

"જૂવો! કરુણાશંકર! હું એક બે દિવસમાં પાછો ફરીશ. ત્યાર બાદ તમે દરરોજ અમારી રાહ જોજો. અમે આવીએ ત્યાં સુધી ધીરજ રાખજો. હું ને એની માતા પણ કાળજી કરીએ કરી રહ્યાં છીએ, એની હાજરીમાં આપણાથી નિર્બળતા બતા-વાય જ નહિ. દાક્તરો પણ ઘણી વાર ભૂલ ખાય છે, કોઈ કોઈ વખત ચમત્કારિક રીતે સુધારા થાય છે પણ ખરા."

# પ્રકરણ ૧૬ મું

## જૂની પુરાણી રીત—

સત્ય વિચારસરણીએ ચઢતાં જ આપણા યુવાન નાયકના, સૃષ્ટિની દરેક વસ્તુ માટેના વિચારો પ્રથમ હતા તેથી તદ્દન જ જૂદી જાતના થઇ ગયા.

"જીવન વ્યવસ્થાદ્વારા પરિણમે છે એવું હું કલ્પી પણ કેવી રીતે શકયો હોઇશ ?" ડૉકટર વૈશ્નવ સાથેની ચર્ચામાં એક દિવસ કરુણાશંકરે પ્રશ્ન કર્યો. "વ્યવસ્થા જીવન પ્રગટાવે છે એટલે વ્યવસ્થા જીવન પહેલાં અસ્તિત્વ ધરાવતી હોય છે; એ તો મનુષ્ય પહેલાં ઘર ધારવા જેવું થયું: શરીર પહેલાં પોશાકનો વિચાર કર્યો; મત્સ્ય પહેલાં જાળ પાથરી; પંખી પહેલાં પાંખ ફફડી, પ્રકૃતિની તમામ રચના જ પલટાવી નાંખી."

"છતાંય યુવાન ઉતાવળીયા વિચારકોમાં એવા જ કાચા વિચારોએ ઘર કરેલું હોય છે." ડૉકટર વૈશ્નવ હસ્યા." ઇચ્છાશક્તિ વિનાનો મૃત પદાર્થ પોતાની જાતે જ ઇન્દ્રિયરચના સાધી શકે ને માત્ર એકત્ર થવાથી જ મૃત વસ્તુમાં નવજીવન રેડાય એ માનવુંજ તદ્દન વિચિત્ર છે. સમજુ માણસ તો એવી વિચિત્ર વાત કરે નહિ.

"છતાંય તે અમારા સિદ્ધાન્તોનો મૂળ પાયો થઈ પડી હતી" કરુણાશંકર આશ્ચર્યથી બોલ્યો "ને વળી મનુષ્ય સંયોગવશ પ્રાણી છે એવા નિર્ણય પર આવી આત્મશ્રદ્ધાથી હું મ્હાલતો એ વિચારતાં જ મને હસવું આવે છે. મારી તર્કશક્તિ એક વાક્યની ગુલામ બની ગઇ હતી એ જોઇ હું આભો જ બની જાઉં છું."

"આપણા જીવનનો એક ગાળો એવો જ હોય છે જ્યારે દરેક મનુષ્ય એવો જ વિચાર કરે છે, ધાર્મિક પુરુષો પણ અજાણતાં એ સૂત્ર માનતા બની જાય છે ને! કૃષ્ણને ન પિછાન્યા તેથી કંસાદિનો વિનાશ થયો એમ કહેતાં તેઓ ઉપરોક્ત દશા પ્રાપ્ત કરે છે. તેઓ કંસાદિને સ્પષ્ટ સ્વરુપ ન સમજતા હોવાથી સંયોગવશ થયેલા ગણે છે. વળી કચરામા જન્મેલાં બાળકો મહેલમાં અવતાર પામેલાં જીવો કરતાં હીન દશા ભોગવે છે એમ ધારવામાં પણ તેઓ એવી જ ભૂલ ખાય છે. આ વાત ઘણી જ નાજુક છે. એક બાલક દરિદ્રતામાં જન્મે, દરિદ્ર જીવન ગાળે તેથી તેના આત્માને મુક્તિ જ નથી એમ હોઇ શકે જ નહિ. મહાલયવાસી બાળક સહાલયમાં જન્મી એ જીવન ગાળે તેથી એના આત્માનો ઉદ્ધાર થઇ જતો નથી. દરેક માણસ પોતાના સંયોગોથી નહિ પરંતુ સંયોગોમાં કરેલાં કૃત્યોથી ઉદ્ધાર યા વિનાશ પામે છે."

"ખરેખર," કરુણાશંકરે સંમતિ દર્શાવી, "દરેક સંયોગ જ માણસનો ગુલામ છે. જે બનાવ બને છે તે મનુષ્યને ઊંચે યા નીચે લઈ જાય છે. ગમે તેવો ભયંકર પ્રસંગ કલ્પો. એમાં હું જેમ વર્તીશ તેમ હું ઊંચે ચઢીશ કે પડીશ. જો હું સમજીને પગલું ભરીશ તો સ્વર્ગની સીડીએ ચઢીશ. જો મૂર્ખાઇ કરીશ તો નરકમાં પડીશ. દરેક પ્રસંગ વિધિનો પાસો છે. સારું થાય તો એને સારો કહેવાય. ખરાબ થાય તો હીન ગણાય."

"ખરેખર! કરુણાશંકર! તદ્દન જૂદાજ વિચારો તમે સરલતાથી સ્વીકારી શક્યા તે માટે તમને અભિનંદન ઘટે છે. જેમ

જેમ વધારે ઊંડા ઉતરશો તેમ સત્ય વધુને વધુ સમજાશે. તમારી એક વાત ખરી હતી—સત્ય પ્રબળ છે અને તેનો જય થવો જ જોઇએ."

"આહ!" કરુણાશંકરે કહ્યું, "પરંતુ એ વેળા સત્યનો હું કેવો અનર્થ કરતો હતો!"

દુર્ગા સાથેની વાતચીતનો પ્રવાહ તો સામયિક સાહિત્ય પ્રતિજ વળતો.

"આ વખતનું 'સુદર્શન' કેવું લાગ્યું? દુર્ગા!"

"છેલ્લો અંક બહુ સારો નહિ. પરંતુ રસિક તો છે જ. 'આખરે બિચારા તે બાળકનું બલિદાન દેવાયું" કરુણાશંકર! એ દૃશ્ય વાંચતાં હું રડી હતી એ કબૂલવામાં હું નથી શરમાતી. તૂફાની તરંગો શું કહેતાં એ તેને હવે સમજાયું. એ તો એને એની સ્વર્ગસ્થ માતાની ગોદમાં આમંત્રતા હતાં. મણીભાઈનાં પાત્રોમાં કેવી મધુરતા રેલી રહે છે?"

"પરંતુ દુર્ગાબ્હેન! નવા વિચારો વિષે કશુંય જાણતા હોય તેમ લાગે છે?"

"જરાય નહિઃ પરંતુ એનો આત્મા એમનામાં ઓતપ્રોત થયેલ છે એટલે કરુણાશંકર! બધુંય આવી ગયું. નવા વિચારો ગ્રહણ કરવા એટલે પૂરેપૂરા સુધારક થવું એમ નહિ. માત્ર એના જીવન ને પ્રેમના સ્વાગત માટે તમારો આત્મા સદાય તત્પર રહેવો જોઇએ. ગોવર્ધનરામનાં લખાણોમાં એ જીવન ને એ પ્રેમ સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. નર્મદાશંકર ને દલપતરામનાં લખાણો જૂવો, એમાં નવચેતન નીતરતું જણાય છે. ગમે તેમ હો, પરંતુ મને તો ગોવર્ધનરામનાં લખાણો જ સર્વ શ્રેષ્ઠ ને રસિક લાગે છે."

"તમને એમ કહેતાં સાંભળી હું ખુશી થયો છું," કરુણાશંકર બોલ્યો. "કારણ કે હું પણ ગોવર્ધનરામનોજ પૂજક છું. એમનાથી અજાણ રીતે એ આપણી સાથે વસે છે એ વિચાર સુંદર છે."

"પવિત્ર કર્મો માટે પ્રયાસો આદરે તે દરેક વ્યક્તિ આપણી સાથે જ છે."

"ટેનિસન આપણી સાથે હોય તેમ લાગે છે ? દુર્ગાબ્હેન !"

"અરે ! ટેનિસનની તો વાત જ ના કરશો "ડૉક્ટર વૈશ્નવ બોલી ઉઠતા" એ વિષય ઉપર તો તે રાતોની રાતો ગાળી નાંખશે. એમની છેલ્લી કૃતિ Princess હાથમાં આવી ત્યારની એણે મૂકી નથી."

"ભલે. પિતાજી ! મારા વિષે એવી વાતો ન કરો. વ્યવહારુ રીતે નહિ પરંતુ સિદ્ધાન્તની દૃષ્ટિએ પણ ટેનિસન નવા જમાનાને અનુકૂળ છે. એનો ભાઇ તો ઉઘાડો સુધારક હતો. પુરુષ ને સ્ત્રીના સંબંધનાં લખાણો માટે Princess નવા જમાનાના વિચારોને જ વધાવે છે. એ મહાકાવ્યમાં કેવાં મનોરમ ઉર્મિગીતો છે ? આહ ! પેલું Bungle song ! એનો નામોચ્ચાર કરતાં જ એના મધુર સ્વરના રણકાર મારા કર્ણપથે ઉછળી રહે છે."

"ને કાર્લાઇલ આપણી સાથે છે ? દુર્ગાબ્હેન !"

ડૉક્ટર વૈશ્નવ તો આ પ્રશ્નથી હસી પડયા. "એવા ઘરડા માણસ માટે આપણે ત્યાં સ્થાન નથી. જો એ નવા જમાનામાં ચંચુ પ્રવેશ પણ કરવા પામશે તો એની જોડે સંમત નહિ થાય તેની સામે અમુલ્ય ટુચકાઓ રજૂ કરશે."

"એમ ન કહેશો, પિતાજી ! એનાં 'Work' પરનાં લખાણો ને કર્મયોગ વિષેનાં લખાણો વાંચશો તો તે આપણા કર્મયોગને અતિશય મળતાં આવતાં જણાશે. કાર્લાઇલ શિક્ષક છે. સત્ય કર્મને પિછાનનાર છે. અને આપણી સાથે સ્થાન હોવું જ જોઇએ પિતાજી ! કેમ નહિ કરુણાશંકર ?"

"એ રીતે સારાથી ના કહેવાય તેમ નથી" કરુણાશંકરે સંમતિ દર્શાવી.

મહાબળેશ્વરથી જે ખબરો મળતી રહી તેથી જે દિવસો દિલગીરી ને વિષાદમાં વીત્યા હોત તે આવી આવી સુવર્ણતકોથી પ્રકાશિત થતા. અન્તે તેને ખબર મળી કે શારદા તેના માતાપિતા સાથે પાછી વળવા ઉપડી છે. દુઃખાતા આતૂર હૃદયે એ તેમને મળવા સામો ગયો.

" સારૂં છે, કરુણાશંકર ! મને સારૂં છે " શારદા આનંદમાં આવી બોલી ઊઠી " બહુ વાર અમે દૂર રહ્યાં. ધારી હતી એટલી મઝા ન પડી. ઘરઆંગણે જીવન મધુર બનશે. વસંત સાથે બળ પણ આવશે. "

મિલનના ઉત્સાહમાં એના મુખારવિન્દ પર મધુર લાલી ચળકી રહી—પહેલાંની ગુલાબી તબીયતે પણ તે એટલી સુંદર નહોતી લાગી એમ કરુણાશંકરને લાગ્યું. ઘર આવતાં માર્ગમાં હવે એ બંને વચ્ચે કશોય અન્તરાય ન રહેવાથી સુખનાં મધુર સ્વપ્નો ને રળિઆમણા ભાવિની વાતો એના મ્હોંમાં રમી રહી. થોડી વાર તો કરુણાશંકર પણ એના પ્રવાહમાં તણાયો. એના ઉત્સાહે એનામાં આશા ભરી—અવનવા રંગો પૂર્યા. પરંતુ ઘડીએ ઘડીએ આવતી ઉધરસ, એનું ગળી ગયેલું સ્વરૂપ ને એના હાથનો જ્વર તથા અકલિત તેજથી ચળકતાં તેનાં નયનોએ ચિંતા જગાડી—એના હૃદયમાં છૂપું દુઃખ થયું. પરંતુ શારદાનો ઉત્સાહ તો અપ્રતિમ હતો એથી તે તો આનન્દી જ રહી. ડૉકટર વૈશ્નવે એથી ટીકા કરી "કોઇ કહી શકે નહિ કરુણાશંકર ! વિરલ પલટા ઘણી વાર થાય છે. " કરુણાશંકરે નિરાશામાં ડૂબી ન જવા પ્રયત્ન કર્યો.

શારદા કેવી પ્રભાવશાળી બની હતી. એ કેમ બન્યું તે મારાથી નહોતું કળાતું. એના આત્માનાં તમામ બારીબારણાં એકાએક કેવી રીતે ઉઘડી ગયાં તે નહોતું સમજાતું. કયા જાદૂઈ દંડથી એ પરિણામ આવ્યું ? જૂનો જાદુગર પ્રેમ તો નહિ હોય ? એણે તો એના મનને વિકસાવી ઊંડા દૈવી પ્રદેશોમાં ઉડ્ડયન નહિ

કરાવ્યું હોય ? કેટલીક અકલિત બાબતોમાં ડોકટર વૈષ્ણવની તેણે કદાચ સલાહ પણ માગી હોય ને તેમની સાથેના વાર્તાલાપથી પણ આ પરિણામ આવવા પામ્યું હોય. વળી એમણે પોતાની પુત્રીને, દર્દીને દુર્ગાદેવી તરીકે જ ઓળખાણ કરાવી હતી—એ દુર્ગાબ્હેનના મધુર સ્વભાવથી આ ઉત્સાહપ્રેરણા થવા પામી હોય. દર્દની ગંભીરતા છૂપાવવા જ આવી વિચિત્ર રીતે પરિચય કરાવવામાં આવ્યો હતો. વળી એમનો વાર્તાલાપ ગંભીર વિષયો પ્રતિ વળવાની એમની ખાત્રી હોવાથી તેમાં આછપ આણવા કદાચ તેમ કર્યું હોય. એ સાદા આત્માને આશ્ચર્ય ને આનંદ આપતી વાર્તાઓ દુર્ગાબ્હેન તેમની સાથે હંમેશાં ભગીની ભાવથી કરતાં. દુર્ગાબ્હેનનું રાજસી સૌંદર્ય, એમની તીવ્ર બુદ્ધિ, એમનો અનન્ત પ્રેમ, એમની નમ્રતા ને મોહકતા દર્દીના ગુણોને વિકસાવતા ને તેની શક્તિઓ સજીવન કરતાં. ગમે તે કારણ હો, પરંતુ સ્વર્ગલોકની હવા, ભાવના ને પ્રકાશ એ સ્નેહી દર્દીમાં ઓતપ્રોત થઇ રહેલ જણાતાં. સાંસારિક વસ્તુઓમાં દૈવી ભાવનાઓ લઇ ફરતી હોય તેવા ભભકથી તે ચાલતી. એ નવું જીવન જીવતી શ્યામળા સંસારને પ્રકાશિત કરતી દિવસ—વસંતની પેઠે સત્ય એના મનમાં પ્રવેશ કરતું.

એમ શિયાળો પસાર થયો. વસંત પણ મંદગતિએ આવી ઉભી; ઉદ્યાનોમાં વેલીઓ નવપલ્લવોથી લચી જવા લાગી. આંબા મોર્યા ને ફળ પણ લાગ્યાં. સમસ્ત વસુંધરા નૂતનશ્રીથી દીપી ઉઠી. ગામગઢારના પ્રદેશને કોયલો મધુર ટહુકારથી ગજાવી મૂકવા લાગી. એ યુવાન સ્નેહીઓના જીવનમાં વસંતે નવો જ ઉત્સાહ રેડ્યો. જૂનાં સ્થાનોમાં તે ઘુમી વળ્યાં. શારદા અશક્ત બની ગઇ હતી. એનું પગલું ધીમું ઉપડતું. છતાંય એમનું પહેલાનું સુખી જીવન નવિન સ્વરૂપમાં જ આવી ઊભું. મહાન્ પ્રશ્નો પર હવે તેઓ જરા પણ અટક્યા વિના ચર્ચા ચલાવતાં. ઉભયના વ્હાલા પ્રશ્નો પરસ્પર વિશ્વાસ ને શ્રદ્ધાથી ઉકેલાવા લાગ્યા.

"મને ફરીથી કહો કરુણાશંકર ! કે તમે કૃષ્ણને ચાહો છો" શારદાએ ફરી એકવાર પૂછ્યું.

"અરે વ્હાલી ! હું ક્યારનું ય તને કહી ચૂક્યો છું કે કૃષ્ણચન્દ્રને ચ્હાવા માટે મને અગણિત કારણો મળેલાં છે. એમ નામ દેવા માંડયે પાર પણ ન આવે. એ મહાન પ્રભુ છે ને એમનું સૌંદર્ય આપણામાં નિતરી રહે છે માટે હું તેમને ચાહું છું. સૃષ્ટિની સર્વ ચીજોમાં એ સૌંદર્ય ભરાય છે ને નવજીવન પ્રસારે છે. પેલાં વાડ પર ઊંચે ઊંચે ઉડતાં બુલબુલ પક્ષીઓનાં સંગીત પ્રેરનાર પણ એ જ પ્રભુસૌંદર્ય છે. આપણા પર ઝૂમી રહેલા અમ્બરપટમાં તારલિયા સમું એ સૌંદર્ય ચમકી રહે છે. હરિયાળી નીલી જમીનમાંથી તે ફોરી રહે છે ને દેવદૂતોના નયનો સમું અનેક ફૂલપાંદડીમાંથી આપણા તરફ નિહાળી રહે છે."

"ઓ કરુણાશંકર !"

"મન્દ મન્દ વાતી મધુર વાયુલહરીઓને—પણ એ જ પ્રભુસૌંદર્ય પ્રેરી રહે છે. ને આપણા આત્માને દૈવી ભાવનાથી ભરી દે છે."

"ઓ કરુણાશંકર ?" તે ફરી વચમાં જ બોલી ઊઠી. એના નયનમાં અશ્રુબિન્દુઓ ચમકી રહ્યાં. "આ બધું સમજતા થયા—હું પણ એ સર્વ માનું છું. આ પૃથ્વીના અન્ત પછી પણ આપણે આમ સમભાવી સાથે જ ન રહી શકીએ ?"

"જરૂર." એના હૃદયમાં પ્રેમ જ્યોત જાગી "આપણે સાથે જ રહીશું. તું દેવબાલા તરીકે ને હું...."

"દેવબાલ તરીકે—કરુણાશંકર ! તમે એવા બળવાન ને સમજુ છો કે મને બધાંય વિઘ્નોથી ઉદ્ધારી મારા માર્ગને આશીષ ને સૌંદર્યથી સૌરભભર્યો બનાવી મૂકશો.

"હા. હું એમ કહેવા જતો હતો – જો કે હું તદ્દન નાલાયક નથી છતાંય તારી ખાતર હું દેવબાલ થઈશ અને આપણે સાથે

રહીશું, ઉભયને ચાહીશું ને એક ઘરને કૌટુમ્બિક સ્નેહથી ભરી દઈશું શ્રીકૃષ્ણચન્દ્રે આપણને સ્નેહનું શિક્ષણ આપ્યું માટે પરસ્પર ચાહીને તેમનું પુજન કરીશું."

"કેવું અજબ ને કેવું સુંદર" તે બોલી ઊઠી, "એ ખરું જ પડશે–આપણે એવું નથી ઇચ્છતાં ?"

"એ પ્રભુનો જે ડર રાખે છે તેની આશા એ સદાય પૂરે છે"

વધારે ગંભીર ક્ષણોમાં એમનો વાર્તાલાપ ઉપર પ્રમાણે વળતો, પરંતુ ઉધરસ ઓછી ન થઈ તે ન જ થઇ–વસંત આવતાં ઊલટી તે વધી–ચાલુને દુઃખદ થઇ પડી. એની ક્ષુધા મરી ગઇ–બલ ક્ષીણ થવા લાગ્યું. એવો પણ દિવસ આવ્યો કે સૂર્ય સર્વ કળાએ તપતો હોવા છતાં તે બ્હાર ફરવા ન નીકળી શકી–કરૂણાશંકર એના પલંગ આગળ જ બેસી રહ્યો–છતાંય એની આશા ને ઉત્સાહ ગયાં નહિ. ભાવિમાં છૂપાયલા સુખી દિવસોની જ તે વાતો કર્યા કરતી, ને શંકાવિષાદના એ દુઃખદ દિવસોમાં પ્રણયીને કથેલું પેલું વિચિત્ર સ્વપ્ન તે આછેરૂં સંભારતી; એમાં જ તેમનો વર્તમાન આનંદ ને ભાવિનું અનુપમ મિલન અંકિત થયેલું જોતી.

"તમને સાંભરે છે ? કરૂણાશંકર ! પેલો મંડપ આપણી ચોતરફ નવપલ્લવિત થયો હતો ને પેલાં મધુર કન્યકાઓનાં બાલવદનો આપણા પર અમીદૃષ્ટિ નાંખી રહ્યાં હતાં—મને લગ્નવસ્ત્રો સજવા આમંત્રણ દેતાં... ?"

"મને બરાબર સાંભરે છે," તે રૂંધતા હૃદયે બોલવા પ્રયત્ન કરતો.

"અને હું પાછી ફરી ત્યારે તમને ન દીઠા–તમારા દર્શનની મને ખાત્રી હતી પરંતુ હું જરા વહેલી જાગી ઊઠી એથી જ–કરૂણાશંકર !"

પરંતુ જીવલેણ દર્દને એની પ્રગતિમાં કોઇ પણ ઔષધ અટકાવી શક્યું નહિ. દિવસે દિવસે ધીમે ધીમે પરંતુ સચોટ

રીતે પોતાના કારમા હસ્ત તે પ્રસારતું જ ગયું અને એના અનુપમ ઉત્સાહ ને મોટી આશાઓ છતાં ય તેની કરમાતી કાયા પર તે વિનાશક પ્રહાર કરતું જ ગયું. વૈશાખ મહિનો આવતાં આવતાં તો તે પથારીમાંથી પણ ઉભી ન થાય એવી તે અશક્ત થઇ. કરુણાશંકરને પણ હવે વારંવાર નર્સની હાજરીમાં મળવું પડતું—એની કપરી ઉધરસને લીધે નર્સની ચાલુ સંભાળ વિના હવે તેને ચાલતું નહિ. કોઇ કોઇ વાર તે ઊંડા ઘેનમાં પડતી—ગાંડુંઘેલું બબડતી, પરંતુ એના વિચારો શાન્તિમય હતા—એના શમણાં સુખી જીવનનાં જ હતાં.

એક સવારે કરુણાશંકરને ગુલાબરાયે ઓચીંતો તેડાવ્યો.

" બસ ! થઈ રહ્યું કરુણાશંકર ! " એના નયનમાંથી અશ્રુ સરતાં " એને પણ ખબર છે—અન્ત પાસે આવે છે એથી એ અજાણ નથી. "

ગંભીર શાન્તિ—ઘરનાં માણસોનો ધીમો અવર જવર, અદૃશ્ય યમદંડનો કરુણ પ્રભાવ—એ સર્વથી યુવાન હૃદયમાં તેલ રેડાયું. નીચેના ખંડમાં તે હૃદય ખાલી કરવા સ્હેજ રોકાયો—પૃથ્વી પરના એ છેલ્લા મિલન માટે પછી તૈયાર થયો.

ખંડમાં એણે પ્રકાશ કર્યો ત્યાં શારદાએ વિશાળ નયનો ઉઘાડયાં—સ્વર્ગનું તેજ એની કીકીઓમાં ભેગું થયેલું જણાયું. પલંગપર બાજુએ તે બેઠો. શારદાએ પોતાના હાથ તેના હાથમાં મૂકયા. સર્વત્ર મૌન પ્રસરી રહ્યું—બંનેનાં હૃદય ભરાઇ આવ્યાં.

અન્તે તે બબડી—" કરુણાશંકર ! પ્રાર્થના કરો. "

યુવાન એના પલંગની બાજુમાં ઘૂંટણિયે પડ્યો. શારદાના હાથ હજીએ તેના હાથમાં જ હતા. ત્યાગ ને શાન્તિ માટે જેમ પૂરવા પ્રાર્થના કરી—શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિને જીવનમાં મધુર શાન્તિ ને આરામ માટે દુવા માગી.

"ઠીક થયું કરુણાશંકર!" તેણે કહ્યું "શાથી આપણને એ છૂટાં પાડવા માગે છે તે જાણો છો?"

"મારા પ્રાણ!" તે પોકારી ઉઠ્યો "તારા ભલા માટે, મારા ભલા માટે, વડિલવર્ગ ને અન્ય સર્વના ભલા માટે એ એમ કરી રહ્યો છે. એકાદ પંખીનો પ્રાણ પણ તેની જાણબ્હાર પડતો નથી તો આપણે તો તેથી વધુ મૂલ્યવાન છીએ."

યુવાનનો સ્વર ભાવનાઓથી રુંધાઇ ગયો હતો. શારદાનાં માતાપિતા બ્હાર ઊભાં રહી ચોધાર આંસુએ રડતાં હતાં.

"વળી પેલું સ્વપ્ન આજે ફરી આવ્યું" એણે આગળ ચલાવ્યું, "મધુર બાલાઓનાં બાલવદનો મને ફરી દેખાયાં—મને લગ્નવસ્ત્રો સજવા આવાહન કર્યું—હું જઇશ. તમારી જરુર પડશે ત્યારે તમને નહિ મળી શકું—સમજ્યા?

"હા."

"તો કહો કરુણાશંકર!"

"હવે મને બધું ય સમજાય છે" તે બોલવા લાગ્યો. "હું નાલાયક હોવાથી આપણે જૂદાં પડીએ છીએ. પ્રીતિ, નિર્દોષતા ને વિશ્વાસ તારા જેવો પ્રાપ્ત કરવા હજી મારે વાર છે. સંસારના નાલાયક લગ્ન કરતાં સ્વર્ગના લાયક લગ્ન માટે તને નિમંત્રણ મળ્યું છે. શ્રીકૃષ્ણચન્દ્રની કૃપાથી એક યુવાન દેવબાલ સ્વર્ગના સઘળા સ્નેહથી તને આ અસાર સંસારમાંથી આકર્ષી રહ્યોછે. તું એકલી નહિ પડે—જા—એની સાથે જા."

એણે નિઃશ્વાસ મૂક્યો—એના નયન ઉરના ઉમળકાથી એના પર ઠરી રહ્યાં.

"ને તમારૂં શું થશે? કરુણાશંકર!" મંદ પડતા અવાજે તે બોલી, "તમને હું કેમ છોડી શકું? બીજાનો વિચાર કેવી રીતે આવે?"

યુવાને એક ક્ષણભર ઊંચું જોયું–એકાએક પ્રેરણા થઈ હોય તેમ લાગ્યું–

"હા!" તે બોલી ઊઠ્યો "સ્વર્ગમાં તારી આતુરતાથી વાટ જોતો હું તેને જોઈ શકું છું–મારા જેવી જ એની આકૃતિ છે—મારા જેવો જ સદ્‌ગુણ સંપન્ન છે પરંતુ મારાથી હજાર દરજ્જે ઉમદા–ઉન્નત કે પવિત્ર છે. એનામાં વધારે પવિત્ર ને ઉન્નત મારા જ સ્વરૂપને તું સ્વીકારજે–મારી ઊંચી પ્રતિકૃતિ છે એમ ધારી એને વધાવજે."

થોડીક ક્ષણો તે શાન્ત પડી રહી–એના ઊંડા શ્વાસોશ્વાસ સિવાય કશું ય સંભળાતું નહિ–એના કપોલ પ્રદેશથી અશ્રુબિન્દુઓ ગળી રહ્યાં હતાં–એના ઓશીકાને ભીંજાવતા.

"ને તમે કરુણાશંકર!–તમે–તમારો ત્યાગ કરવાનો? તમારે આ વેરાન સંસારમાં એકલા રઝળવાનું?"

"હા એકલા જ—" તે રડી ઊઠ્યો, "પ્રભુની એવી જ મરજી છે–આમીન! મારા પાપનું એ માર્ગે જ નિવારણ થશે."

"આહ! ના.. ના. એકલા નહિ–કોઇ પ્રણયીના સંગાથ વિના નહિ કરુણાશંકર! મારા સિવાય અન્ય કોઈ સ્ત્રીને તમે કદાપિ ચાહી નથી?"

યુવાન ચમક્યો. પ્રાર્થનાની પ્રથમ જરૂર પડી હતી એ રાત્રિના અનુભવો તેના મનમાં તાજા થયા–એ વિચારે જ તે કંપી ઊઠ્યો.

"માત્ર ઉડતી માયા" તે બોલ્યો "પરંતુ પ્રેમ...પ્રેમ–આહ! પવિત્ર પ્યાર! તારા સિવાય મેં અન્ય કોઇને ચાહી નથી."

એના મુખારવિન્દ પર અજાણતાં હાસ્ય ચમક્યું. એના મુખ આગળ કાન લાવવા ઇશારત કરી.

"દુર્ગા" એ ગણગણી.

"ડોક્ટર વૈશ્રવનાં પુત્રો—ના .. ના. !"

"કરુણાશંકર! એના ભણી વળો. આપણને એમનો સહ-ચાર ભલે થાય."

એકાએક તે પથારીમાં ઊભી થઈ—

"પેલાં બાલવહનો—" તે બોલી ઊઠી.

માતા પિતા ત્વરાથી અંદર આવ્યાં. કરુણાશંકરના હાથમાં શારદા ઢળી પડી હતી. ધીમે ધીમે શાન્તિથી એનું જીવન ઊડી જતું હતું. છેલ્લું ડસકું આવી ગયા પછી પણ એ યુવાને એને થોડી વાર પોતાના હાથમાં રાખી મૂકી—પછી ધીમે રહી મૃદુતાથી ભાવભર્યા હૃદયે તેના મસ્તકને ઓશિકા પર મૂક્યું—એનાં મૂઢ બની ગયેલા માતાપિતા સાથે તે ઘૂંટણિયે પડ્યો—ત્રણે જણ અનહદ વિષાદ ધૈર્યી રડી રહ્યાં.

# પ્રકરણ ૧૭ મું

## વયમાં વધે ના : એ યુવાન રહે સદા

**આ** સ્થળે મારી વાર્તાનો અન્ત આવે છે. દર્દમય આક્રન્દ ને વિલાપ વાંચક કલ્પી રહે એ જ સારું. દૈવી પ્રેમને દયાથી એ પ્રસંગ ભરપૂર બન્યો હતો એમ કરુણાશંકર માનતો. પરંતુ સ્વાભાવિક ભાવનાઓ બલવત્તર હોય છે. લાંબા કાળ સુધી એ આઘાત દૂર થઈ શકયો નહિ. દુઃખધૈર્યા માતાપિતા સાથે એ પણ સહૃદય અશ્રુ સારતો. પોતાનાથી બનતાં સાન્ત્વન ને આશ્વાસન આપવા પ્રયાસ કરતો. પરસ્પર ભાવ જામતો ગયો. ગુલાબરાય ને તેમનાં પત્ની, કરુણાશંકરને પોતાના પુત્રને સ્થાને જ ગણતાં થયાં. એના વાર્તાલાપ ને ઉદાહરણનું એ પરિણામ આવ્યું. એથી ભીમભટ્ટ મહારાજ પરથી ગુલાબરાયનાં પત્નીની શ્રદ્ધા પણ ઓછી થવા લાગી. ગુલાબરાય તો નવિન વિચારોનો ઉત્સાહી પૂજક બની રહ્યો.

હજી પણ કરુણાશંકર "કુંજ" તરફ નિયમિત જતો જ. એ કરુણહૃદયી પિતાપુત્રી તરફથી એને ઘણી જ મદદને સાન્ત્વન મળતું. એના વિષાદમાં તેઓ સહૃદય ભાગ લેતાં એટલે એક બીજાની પ્રીતિ ગાઢ બનતી ગઇ. એ યુવાન મગજમાંથી તમામ ગર્વ ને જ્ઞાનનું આછકલાપણું તદ્દન સરી ગયું. એણે ગૂઢ લખાણોનો અભ્યાસ આદર્યો–આતૂરતાથી તે ધ્યાન દઇ આગળ વધતો ગયો. એથી એને પોતાની અલ્પતાનું ભાન થવા માંડ્યું–જ્ઞાનભંડારની વિપૂલતાનો પણ ખ્યાલ આવ્યો. તે વધારે ને વધારે

ઊંડો ઉતરતો ગયો. અન્તે એવું જ્ઞાન સંપાદન કરી શક્યો કે ગણ્યા ગાંઠ્યા મનુષ્યો સિવાય અન્ય સાથે ચર્ચા કરવામાં પણ તેને જોખમ જણાવા લાગ્યું. એ પ્રમાણે એનો ધર્મ અર્વાચીન ને પ્રાચીન પરિસ્થિતિની પ્રતિકૃતિ થઇ પડ્યો. સુધારાનાં સત્ય તત્વોનો ખરો ખ્યાલ પોતાની તમામ શક્તિ વાપરી તે જન-સમાજને અર્પવા લાગ્યો. સાહસિક તર્કવાદીઓ એક પછી એક એમની ભૂલો સમજી એના મતમાં ભળવા લાગ્યા. છતાંય મોટો ભાગ હજીયે પુરાણા પંથે કાયમ રહ્યો–એમનો પુરાણો પ્રમુખ ગાંડો થઇ ગયો હતો એવી તેમાનાં કેટલાકે ગપ ઉરાડી. કેટલાક તો ખરેખર! એ વાત માનતા થઈ ગયા. વળી પેલી સરસ્વતી તો એથી ય અજુક્તાં કારણો રજૂ કરતી.

કરુણાશંકર ને દુર્ગાવતીનો વધતો જતો સંબંધ એક બીજા પ્રત્યે સદ્ભાવ પ્રગટાવ્યા વિના રહ્યો નહિ. ઘણીવાર તે સાથે વાંચતા—વાંચેલી વાતો સાથે જ ચર્ચતાં–ઊંડાં ઊંડાં સત્યોની શોધમાં મથવા બંનેની પ્રવૃતિ એક જ માર્ગે વળતી.

શારદાની બીજી સંવત્સરીએ એની સમાધિ પર ફૂલ ચઢાવવા બંને સાથે જ ગયાં. ત્યાં ચણાવેલા સાદા કીર્તિસ્તંભ પાસે તેઓ ઊભાં રહ્યાં–શોકને બદલે પ્રણયનું અશ્રુબિન્દુ એમનાં નયનમાં ચમકી રહ્યું.

“આહ!” એ કીર્તિસ્તંભ ઉપર એક દેવબાલ હાથમાં એનો જીવનમંત્ર કોતરેલી પાટી લઇ ઊભો હતો તે વાંચી કરુણાશંકરે કહ્યું, “કેવું સુંદર! કેવું ભાવવાહી? “સ્વર્ગે ન વય વધથી કદા, આત્મા યુવાન રહે સદા.” એને તો યુવાન થવાની જરૂર નહોતી. યમદંડે એની યુવાની જ વેડફી નાખી હતી–એ યૌવન જ ચિરસ્થાયી બની ગયું હતું.

“ને કેવી સુંદર કડી!” દુર્ગા બોલી ઊઠી—

“મૃત્યુ બીજું જીવન છેઃ શરીર સર્વ નાશે,
જાણે કૃતાન્ત ક્રૂરતા હીનતા પમાડે.
સીધો પ્રવેશ કરી કાંચન ખંડ માંહે,
આત્મા મનોરમ નવું જીવને વધાવે.”

"એ તમારી પસંદગી–એનો આત્મા હજીયે મધુર સુવાસ પ્રસારી રહ્યો છે.

"હા ! આપણી મર્ત્યતાના આ જડ ચિહ્નોને આપણે વળગી રહીએ છીએ. આપણી નિર્બળતાનું એ નિશાન છે–બળનું નહિ. સ્વર્ગીય જીવનમાં એના આત્માને હું અનુસરું છું: એના સર્વ સાંસારિક સ્વપ્નો સત્ય થઈ રહેલાં નિહાળું છું. મારા પ્રતિની એની અતિશય ઉન્નત ને અત્યંત પવિત્ર ભાવનાઓ એના ઉન્નત હૃદયમાં હજીયે ટકી રહી છે."

"એ પ્રમાણે વિયોગ એને આશીર્વાદ થઇ પડયો છે જ્યારે તમને સાલી રહ્યો છે."

"એમ નહિ. તમારા જેવાં સન્મિત્રની છાંયમાં એ અશક્ય છે. ને હું—દુર્ગાવતી ! એનું છેલ્લું વાક્ય શું હતું. માત્ર તમારું નામ જ એણે ઉચ્ચાર્યું હતું."

"દુર્ગા ! મને તમે સદાય એ નામથી કેમ નથી બોલાવતા ?"

"દુર્ગા ! શારદા માટે જે સ્નેહ છે. એટલો સ્નેહ તમારા માટે ન સરજાવી શકું. પરંતુ એ તો હવે એની કીંમત પિછાનનાર દેવબાલ માટે નિર્માણ થયો છે; પરંતુ મારા હૃદયમાં એક બીજો જ સ્નેહાંકુર ફૂટયો છે–પુરાણા સ્નેહાંકુર જેટલો જ પવિત્ર ને ઉન્નત છે. એ સર્વ તમારા કાજે જ."

દુર્ગાએ પોતાનો હાથ તે યુવાનના હાથમાં મૂકયો. બંને એ સ્થાનથી વધારે પુનિત સંબંધ ધારી અનુપમ આનંદથી પાછાં વળ્યાં.

ડૉકટર વૈશ્નવે એ યુગલનો સત્કાર કર્યો. જે પ્રસંગે બધાંને દુઃખમાં ડૂબાડયાં છતાં ઉન્નત કર્યાં હતાં એની કોટિમાં મૂકાય તેવો આજ પ્રસંગ ગુલાબરાય તેમ જ તેમનાં પત્નીને લાગ્યો. દામા ભગતે જ્યારે એ વાત જાણી ત્યારે તે બોલ્યો—"અન્તે વસન્તનાં બુલબુલ ભેળાં મળ્યાં." સમય વીતતાં લગ્ન થઈ ગયું; પરંતુ બંનેય સદાય શારદાને સંભારતાં ને દરેક સંવત્સરીએ એ વ્હાલસોયા કીર્તિસ્તંભ આગળ જઈ સ્મરણાંજલિ અર્પતાં.

ચીમનલાલ મંગળ